13 20/6/

# પથ્થરનું ફૂલ



વર્ષ ૬ ઠ્ઠું — નવચેતન પ્રકાશન : ૩૫ / ગૃહલક્ષ્મી ગ્રંથમાળા પુસ્તક ૨૯ — પુસ્તક ૨ જું

# ઇશ્વરનું ખૂન

:લેખક:-

શ્રી. 'દિવ્યાનંદ'

'જળિની,' 'પ્રીતમની પ્યાસ' અને 'યોગી કોણ'ના કર્તા.

નવચેતન સાહિત્ય મંદિર

૨૪૫૬ : ભદ્ર : અમદાવાદ.

:- પ્રકાશક :-

પુરૂષોત્તમ પૂ. પારેખ [ હાલ સત્યાગ્રહી તરીકે જેલમાં ]
નટવરલાલ લ. વોરા

નવચેતન સાહિત્ય મંદિર [illegible] : ભદ્ર : અમદાવાદ.



પ્રથમાવૃત્તિ : નકલ ૨૨૦૦

-: કિંમત :-

કાચું પૂઠું રૂ. ૨-૦-૦ પાકું પૂઠું રૂ. ૨-૪-૦



મુદ્રક: ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસમાં મણીલાલ છગનલાલ શાહે છાપી ઠે. ઘીકાંટા, નોવેલ્ટી સિનેમા પાસે, અમદાવાદ.

## ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... .......નિવેદન.

નવચેતન સાહિત્ય મંદિર આજે શ્રી દિવ્યાનંદ કૃત 'ઈશ્વરનું ખૂન' રજુ કરે છે. એ રજુ કરતાં અમને આનંદ થાય છે.

ગુજરાતનો યુવાન અને સંસ્કારી વર્ગ 'દિવ્યાનંદની' ભાવનાઓથી અજાણ્યો નથી. આપણા સામાજિક જીવનના નૂતન સર્જનમાં આજ ૭ વર્ષથી તેમણે પોતાની મહામુલી કૃતિઓ દ્વારા ફાળો આપ્યો છે. ઠેક બૃહદ ગુજરાતમાં દૂર દૂર વસતા યુવાનો અને યુવતીઓ શ્રી 'દિવ્યાનંદ'ની તેજસ્વી કલમની સર્જક વિચાર શ્રેણીથી મુગ્ધ થયેલાં અમે જાણ્યાં છે. એ રીતે આ પુસ્તક ગુજરાતની જનતામાં નવો પ્રાણ અને આશા રેડશે એ નિઃશંક છે. આ પુસ્તકમાં જે નૂતન સંસ્કૃતિનું સર્જન કરવામાં સંસ્કારી પાત્રો દ્વારા પ્રયાસ કર્યો છે તે વાચક વાચશે અને વિચારશે. તેમજ તેમના જીવનમાં એ ભાવનાઓ પ્રસરાવવા પ્રયાસ કરશે તો આવતી કાલનાં યુવાનો અને યુવતીઓ પોતાના ધર્મ, રાષ્ટ્રભાવના અને દેશ માટે 'શું નહિ કરે' એ કલ્પવું મુશ્કેલ નથી. આ પુસ્તક અમને આપવા બદલ શ્રી 'દિવ્યાનંદ'ના અમો ઋણી છીએ. તેમજ આ પુસ્તકની પ્રસિદ્ધિમાં શ્રી નેમચંદ ગુલાબચંદ ઝવેરીએ જે મદદ કરી છે, તે બદલ અમો તેમના આભારી છીએ.

અમારૂં આવતું પુસ્તક હિંદના આત્મા અને શક્તિનું સંપૂર્ણ સર્જન છે. ભારતના ભાવિનું એ સદાકાળ દ્રષ્ટાન્તરૂપ રહેશે અને યુગ પ્રવર્તક થશે જ એ અમારી માન્યતા છે. તે "ગ્રામીઝમ" છે. શાસ્ત્ર વિશારદ મહાઆચાર્ય અને બનારસ યુનિવરસીટીના વાઈસ ચાન્સેલર–'ગુજરાતના વિદ્વાન ગુરૂદેવ' શ્રી. આનંદશંકર બાપુજી ધ્રુવ તથા ગુજરાતના નારી જીવનનાં પ્રણેતા શ્રી. લેડી વિદ્યાબેન રમણભાઇ નીલકંઠે ગ્રામાઝમના મહાગ્રંથની "પ્રસ્તાવના" લખી છે. તે પ્રત્યેક યુવાન, યુવતી, પ્રત્યેક માતા, પિતા અને ભગિનીના વિચારમાં અને વર્તનમાં સર્જક ક્રાંતિની વિચારશ્રેણી અને કર્તવ્ય ભાવના તથા કાર્ય દિશા અને કાર્યક્ષેત્ર પ્રેરશે અને પરિણામે આ યુગમાં સંસ્કાર અને શક્તિના સર્જનરૂપ આ અદ્ભુત અને અલૌકિક પુસ્તકથી ભારતમાં નવસર્જન થશે એવી શ્રદ્ધાથી આ ગ્રામીઝમ હિંદની પુનિતતા અને પવિત્રતાનો આદેશ આપતું રજુ થશે.

લી: સેવકો

પુરૂષોત્તમ પારેખ
નટવરલાલ વોરા
સંચાલકો

શ્રી દિવ્યાનંદ કૃત

બીજાં નાટકો

તમે વાંચ્યાં ?

અનેરી ભાવના અને પ્રેરણા ભર્યાં આ નાટકો ન વાંચ્યાં હોય તો જરૂર વાંચજો.

એક વખત નાટક વાંચવું શરૂ કર્યા પછી પૂરૂં કર્યે જ તમે તેને મૂકશો.

આદર્શો અને આદેશ—જીવન અને વર્તન—વિચાર અને આચાર ઉપદેશથી નહિ પણ ચારિત્ર્યથી જ મૂર્તિમંત થાય છે. ભારત ભરમાં સંન્યાસીઓ અને સાધુઓ, આચાર્યો અને ઉપદેશકોએ અદ્વૈતના ઓવારણા લઈ ભારતના આત્માને સનાતન સત્યોને માર્ગે પુનિત જીવંત રાખવા મંથન કર્યાં છે,

એવા મહા મંથનો છતાં ઈશ્વર—પાખંડ જ પ્રવર્ત્યાં છે—ઈશ્વરના નામનો વ્યાપાર ચાલ્યો છે.—અને ઈશ્વર તો વિસરાઈ ગયો છે. જે રીતે વર્તનમાં ભાવના અને સાચનું પતન થઈ રહ્યું છે, જે રીતે ભારતમાં નરનારીનાં ચારિત્રો—આદર્શ છતાંએ ચારિત્ર્યમાં—વર્તનમાં જીવંત નથી. જે રીતે ભારતની મહા પ્રજાનું સૈકાઓથી સંસ્કાર પતન થઈ રહ્યું છે. તે સર્વનું મૂળ ધર્મ અને સમાજનો દંભ છે—રૂઢિ મૂઢતા જ છે.

આદર્શો અને આદેશો આપી શકે તેવા આચાર્યો હજીએ સરજાય અને તેમ ભારતને સત્ય સમજાવી પ્રેરે તે જ આ નાટયની મહેચ્છા છે.

આ નાટકના પાત્રોને અનુકૂળ, સંગીત—ગાયનો કવિવર, ટાગોર રચિત અને શ્રી મહાદેવ દેસાઈ અનુવાદિત, 'ચિંતા કરે ચાલશે મા' અને 'એકલો જાને રે' તેમજ મહાકવિ નાનાલાલ તેમજ પુરાતન કાળના મહા કવિઓ તેમજ શ્રી કેશવ શેઠ કૃત રચેલા ગાયન ને ગરબાઓ ગોઠવ્યા છે તે બદલ તેમનો આભારી છું.

મુંબઈ
૧૯૪૧

'દિવ્યાનંદ'

# રમતાં પાત્રો

યદુવર્મા ... ... [ એક વિદ્વાન આચાર્ય ]

સુંદરલાલ ... ... [ એક વેપારી ગૃહસ્થ ]

જાનકીદાસ ... ... [ આચાર્યનો એક અગ્રણી શિષ્ય ]

મકરંદ<br>જયંત<br>સુમન } [ કોલેજની ડીગ્રી વાળા યુવાનો ]

---

હરિણી ... ... [ સુંદરલાલની સંસ્કારી પુત્રી ]

નવલિકા ... ... [ એક સંસ્કારી યુવતી ]

ચમેલી ... ... [ કોલેજમાં ભણતી યુવતી ]

પ્રભાવતી .. ... [ એક સંસ્કાર પુનિત પતિતા ]

વિજયા બહેન ... ... [ હરિણીની બા ]

ગોદાવરી ... ... [ આચાર્યની અગ્રણી શિષ્યા ]

નવલિકાની બા... ... [ એક સમજુ વૃદ્ધ સ્ત્રી ]

આપ આ ગ્રંથમાળાના ગ્રાહક છો?

## ગૂજરાતભરમાં બહોળો ફેલાવો પામેલી આ ગ્રંથમાળાની હજારો પ્રતો ખપી ગઈ છે.

જેણે નૂતન યુગના યુવક યુવતીઓમાં નવચેતન પ્રકટાવ્યું છે.
જેણે સામાજિક અને રાષ્ટ્રિય પ્રશ્નોની નિર્ભયપણે છણાવટ કરી છે.
જેણે આવતી કાલની સમાજ રચના અને સંસ્કારનું નિરુપણ કર્યું છે.
જેણે સંયમ અને શ્રેષ્ઠ માનવતાની ઉચ્ચ ભૂમિકાનું દર્શન કરાવ્યું છે.

### આપના ઘરની લાયબ્રેરી આ પ્રકાશનો સિવાય અધુરી જ ગણાશે.

વહેલી તકે વસાવી લેવા ભલામણ છે. વાર્ષિક લવાજમ દેશમાં રૂા. ૪) બ્રહ્મદેશ રૂા. ૫) પરદેશ રૂા. ૬) પોસ્ટેજ માફ. દર વર્ષે ૧૧૦૦ આસપાસ પાનાનું શિષ્ટ અને સુંદર સાહિત્ય રજુ થાય છે, વર્ષમાં ત્રણથી ચાર પ્રકાશનો પ્રસિદ્ધ થાય છે. સમર્થ લેખકોના સહકારથી આ ગ્રંથમાળાએ નવો જ યુગ સર્જ્યો છે. ગૂજરાત ભરના અગ્રગણ્ય સામયિકો, અઠવાડિકો અને દૈનિકોએ આ પ્રકાશનોને વધાવી લીધાં છે. [ પૂાકું પૂઠું રૂા. ૧-૦-૦ વધુ ]

* આ નિશાનવાળા પુસ્તકો ઉત્તર વિભાગના સરકારી કેળવણીખાતાએ મંજૂર કર્યા છે.

### વર્ષ ૧ લું

| | | |
|---|---|---|
| તરંગિણી | [ રમણિક મહેતા ] | ૦-૧૦-૦ |
| જલિની | [ દિવ્યાનંદ કૃત ] | ૦-૮-૦ |
| * રાસનલિની | [ કેશવ શેઠ ] | ૧-૦-૦ |
| * ફૂઈબા કાકી | [ સ્વ. જાગીરદાર ] | ૧-૪-૦ |
| * કવિવર ટાગોર | [ કાન્તિલાલ શાહ ] | ૦-૧૨-૦ |
| જીવંત જવાળા | [ મનનિય લેખો ] | ૦-૮-૦ |
| * મંદારમાળા | [ કેશવ શેઠ ] | ૦-૧૨-૦ |

ગૃહલક્ષ્મી ગ્રંથમાળા

બહાર પડેલાં પ્રકાશનો

વર્ષ ૨ જું

| | | |
|---|---|---|
| * આશા | [ મકનજી પરમાર ] | ૧—૪—૦ |
| * પ્રીતમની પ્યાસ | [ દિવ્યાનંદ કૃત ] | ૧—૪—૦ |
| * આનંદબત્રીસી | [ જદુરાય ખંધડિયા ] | ૧—૮—૦ |
| * રાસરંજના | [ જગુભાઈ, વાડીલાલ શાહ ] | ૧—૪—૦ |
| * આજકાલ | [ પુરુષોત્તમ પારેખ ] | ૧—૪—૦ |
| * એકાકી | [ નર્મદાશંકર શુકલ ] | ૧—૦—૦ |

વર્ષ ૩ જું

| | | |
|---|---|---|
| * વલ્કલ | [ જસવંત ઠાકર ] | ૧—૦—૦ |
| * દત્તા | [ શરદ બાબુ ] | ૨—૮—૦ |
| * દિગંત | [ મોહિનીચંદ્ર ] | ૧—૮—૦ |
| * અનુરાધા | [ શરદ બાબુ ] | ૨—૦—૦ |
| * યોગી કોણ ? | [ દિવ્યાનંદ કૃત ] | ૧—૪—૦ |

વર્ષ ૪ થું

| | | |
|---|---|---|
| * ઉમા | [ પ્રલ્હાદજી ] | ૧—૮—૦ |
| * શોભા | [ ઈંદ્ર વસાવડા ] | ૨—૧૨—૦ |
| * નિર્મળા | [ પ્રેમચંદજી ] | ૧—૪—૦ |
| જીવન નિર્માણ | [ ચિરંતન ] | ૨—૦—૦ |

વર્ષ ૫ મું

| | | |
|---|---|---|
| સ્વાધ્યાય | [ ડૉ. હરિપ્રસાદ ] | ૧—૪—૦ |
| કલ્યાણને માર્ગે | [ રમણિકલાલ દલાલ ] | ૨—૦—૦ |
| સુભગા | [ સિતારામ શર્મા ] | ૨—૮—૦ |
| ગંગાના નીર | [ ઈંદ્ર વસાવડા ] | ૨—૮—૦ |

વર્ષ ૬ ઠું

| | | |
|---|---|---|
| બહેન | [ નિરુપમાદેવી કૃત ] | ૩—૮—૦ |
| ઈશ્વરનું ખૂન | [ શ્રી દિવ્યાનંદ કૃત ] | ૨—૪—૦ |

—લખો—

**નવચેતન સાહિત્ય મંદિર** ૨૪૫૬ : ભદ્ર : અમદાવાદ

# પ્રવેશ ૧ લો

[સ્થળ: ઉપનગરની એક વાડીમાં હૃદયેશ્વર મહાદેવનું મંદિર વિશાળ ચોક – નાગરિકોનો શરદ ઉત્સવ – વિવિધ વસ્ત્રો અને શણગારથી સજ્જિત પુરુષો અને સ્ત્રીઓ રંગબેરંગી ફાનસોનાં ઝૂમખાં – વીજળીની બત્તીઓનો ઝગઝગાટ – વચમાં જળકૂંડમાં ફરતું ઝગઝગતું કમળ – ચોકમાં એક સ્થળે – મોટા બાજઠ પર એક "મહારાજ" વિરાજે છે. સામે ચાંદીના થાળમાં પાનની સામગ્રી છે. – પાછળ, શિષ્ય જળની સુરાઈ લઈ ઊભો છે. પાસે માન પૂર્વક કેટલાક સજ્જનો ને સન્નારીઓ બેઠાં છે. સામે પ્રતિષ્ઠિત નાગરિકો – નિમંત્રિત મહેમાનો – યુવાનો અને યુવતીઓ મંદ સ્વરે વાતો કરે છે. તે સાંભળે છે.

અમૃત ઝરતી ચંદ્રિકાને શરદની સોહામણી રાતે હૈયાની વેલીને અજવાળવા વિનવતી ઘેલી જોબનવંતીઓનો ગરબો
૧ સંભળાય છે.

સારંગી. સિતાર, દિલરૂબા, તબલાનો મીઠો રણકાર ગરબામાં ભળે છે. પ્રેક્ષક વર્ગમાં મૌનનું સામ્રાજ્ય દેખાય છે. સાંભળનારના હૈયામાં રસ ડોલનના દર્શન થાય છે. ]

## શરદના અજવાળિયાં

સખી જોને શરદના આભમાં રે,
ઊગે ચંપાની કળીએ ચંદ્રમાં રે;
જાણે ઉછળે અવનીનો આનંદ રે
શરદનાં,
આ – આવ્યાં અજવાળિયાં રે—

માનુ ઉઘડી રજનીની આંખડી રે,
ખીલી વિના પુષ્પની પાંખડી રે;
એવો એવો ઊગે પેલો ચંદ્ર રે
શરદનાં,
આ – આવ્યાં અજવાળિયાં રે.

ઘૂમે પૂર પૃથ્વીનાં પુણ્યનાં રે,
કે શું દૂધ છલકાયાં દેવનાં રે;
એવાં ઉજળાં ઊડે છે અનંત રે
શરદનાં,
આ – આવ્યાં અજવાળિયાં રે.

સખી જોને ગગનના ગોખમાં રે,
જોને જોને જગતના ચોકમાં રે;
ઝીલે સંસારિયાં ને સંત રે
શરદનાં,
આ – આવ્યાં અજવાળિયાં રે

જાણે અમૃત ઝરતાં અમરનાં રે,
જાણે હાસ્ય ઢળ્યાં પરિબ્રહ્મનાં રે;
રમે દિલ દિલમાં તોહે દૂર રે
શરદનાં,
આ – આવ્યાં અજવાળિયાં રે

સામે શરદની રાત સોહામણી રે,
મારા હૈયાની વેલી લજામણી રે;
એને અડશોમાં ભીડશે ઉર રે
શરદનાં,
આ - આવ્યાં અજવાળિયાં રે
[ મહાકવિ ન્હાનાલાલ ]

[ સંગીત સમાપ્ત થતાં બધાં વાતો કરતાં - કોઇ ઊભાં રહે છે કોઇ બેઠક લે છે. નાની રકાબીઓમાં ખાણું પીરસાય છે. અંદર અંદર વાતચીત ચાલે છે. બાજઠ આગળ મહારાજ પ્રસન્ન જણાય છે. ]

મહારાજ

આ ગીત કોણ ઝીલાવતું હતું વારું !

એક બાઈ

એ તો મહારાજ, ના ઓળખી ! વિજ્યાબ્હેનની હરિણી ગાતી હતી.

મહારાજ

એ...મ...બહુ સારો કંઠ છે.

બાઈ

લો, બોલાવું - વિજ્યાબ્હેન કહોને ?

[ વિજ્યાબહેન તરફ આંખ મારે છે. ]

વિજ્યાબહેન

હરિણી, જરા અહીં આવ !

હરિણી

[ સંકોચાતી ] કેમ !

બાઇ

આ મહારાજ કહે છે કે તારો કંઠ સારો છે.

હરિણી

આંખ નીચી ઢાળી ઊભી રહે છે.]

મહારાજ

હરિણી બહુ સારું ગાયું: પ્રભુના! ભજન ગાઈને પ્રભુને પણ પ્રાર્થનાથી રાજી કરો, પ્રભુ તો માંગ્યા વર આપશે.

[ હરિણી બોલતી નથી. મહારાજ બીજા સાથે વાત કરવા માંડે છે. હરિણી જતી રહે છે. ત્રણ ચાર છોકરીઓને છોકરાઓ બેઠા છે, ત્યાં જઈ બેસી ખાવા માંડે છે. ]

જયંત

અ – હા – હા, આજ તો હરિણીના ધનભાગ્ય –

સુમન

કેમ – એટલું બધું.

મકરંદ

જોને, આ મહારાજે હરિણીને બોલાવી, કાંઈ આશીર્વાદ આપ્યો, તે ઓછું છે!

હરિણી

મને કોઈના આશીર્વાદની જરૂર નથી.

ચમેલી

[કુતૂહલથી] અલી, પણ કહેતો ખરી, મહારાજે શું કહ્યું?

હરિણી

મહારાજે કહ્યું કે 'પ્રભુના ભજન ગાઇ પ્રભુને પણ પ્રાર્થનાથી રાજી કરો: પ્રભુ તો માંગ્યા વર આપશે.'

મકરંદ

[કટાક્ષમાં] તે 'પ્રભુ' – 'મહારાજ' – પોતે તો નહિ કે?

જયંત

મહારાજ, 'પ્રભુ' થઈને, મને 'વર' તરીકે હરિણીને આપે, તો મને ખાસ વાંધો નથી.

ચમેલી

તમેં કેમ બધું માની બેઠાં છો? હરિણી પ્રભુમાં માને છે કે વર માંગવાની છે! તેનો વિચાર શું છે! તે જાણ્યા વગર શેના લઇ પડો છો.

હરિણી

મને પ્રભુ મળશે ત્યારે મન થશે તો વર માંગીશ; હમણાં તો પ્રભુને તસ્દી આપવાની ઇચ્છા નથી.

જયંત

પણ હરિણી – કહે ના કહે પણ આ મહારાજે તને નજરમાં લીધી એ વાત ચોક્કસ.

ચમેલી

બધાંને તમેં કેવાક માનતા હશો?

મકરંદ

તો તું મહારાજની કંઠી બાંધને? કોણ સત્યાગ્રહ કરવાનું છે જે!

ચમેલી

તે હમને ફાવે તેમ કરીએ. તમને ચિબાવલાઓને કાંઈ કહેવાનો શો અધિકાર છે!

જયંત

એ મકરંદ! આ તો એકવીસમી સદીની સ્વતંત્ર બાનુઓ છે!

મકરંદ

ભલેને આ સદીની જ સમાજની સેવિકાઓ હોય –

હરિણી

એટલે –

મકરંદ

એટલે – કાંઈ નહિ – જે જે સમજે – ને અનુભવ હોય કે જાણ્યું હોય તે –

હરિણી

મને કશી ખબર નથી.

મકરંદ

તે પૂછો ચમેલીને.

જયંત

[ મશ્કરીમાં હાથ જોડી ] ચમેલી તો મહા દેશભક્ત છે !

ચમેલી

તે તમે શેનો કાદવ ઉરાડો છો તે તો કહો ?

મકરંદ

કશો નહિ. આ તો સમાજ સેવાના કાર્યમાં કોઈ દુષ્ટ અદેખાઓને પ્રેમના અત્તરની સુવાસ જણાતી તેની વાત છે.

હરિણી

એમાં તમારો નંબર ખરો કે ?

મકરંદ

મારે કશી લેવા દેવા નહિ – મારે ક્યાં 'મજનુન' થવું છે જે મારે ઉચાટ હોય !

ચમેલી

કોઈ લયલા નહિ જડતી હોય.

જયંત

[ભાષણની ઢબે બે હાથ ઊંચા કરી] ભાઈઓ અને બહેનો, સાંભળો. આ વિવાદનું સ્થાન નથી. આ તો શરદ્ ઉત્સવના વિલાસનું સ્થાન છે. માટે હવે પરવાર્યા હો તો ફરવા ચાલો, નહિ તો ઘેર જઈ સૂઈ જાઓ.

[સૌ ઊઠે છે. છોકરીઓ પગરખાં પહેરે છે. ને છોકરાઓ તેમના ગરમ કોટ લાવી ઓરાઢે છે. સર્વ જાય છે. અન્ય મંડળ ધીરે ધીરે વેરાય છે.]

२२७०२

## પ્રવેશ ૨ જો

[ સ્થળ : હરિણીના ઘરની પરસાળ – વિન્ધ્યાબહેન પાટલે બેસી દાળ વીણે છે. મહારાજ પાસે વાત કરતી હતી તે બાઈ આવી સામે બેસે છે, વિન્ધ્યાબહેન દાળ વીણતાં જ રહે છે, ]

**પેલીબાઇ [ગોદાવરી]**

મારા મનથી વીજુફોઇને ત્યાં લગીરેક જતી જાઉં

[ કાંઇ જવાબ નથી. ]

**ગોદાવરી**

પાણી ક્યાં છે ? જરા તરસ લાગી છે.

**વિન્ધ્યાબહેન**

ઊભા રહો હું આપું છું.

[ ઊઠી પાણી ભરી લાવી લોટો પ્યાલું આપે છે. ]

**ગોદાવરી**

૨ વીજુફોઈ, કાલે તમારી હરિણીએ તો રંગ રાખ્યો ?

વિજ્યાબહેન

હશે બહેન, એમાં શું – સમાજનું કામ હતું ને!

ગોદાવરી

અરે તેમાં શું – મહારાજ તો કહે છે – એ હરિણીનો કંઠ તો મીરાંબાઈ જેવો છે – ભક્તોને મુગ્ધ કરશે.

વિજ્યાબહેન

એણે ક્યાં ભજનિયાં ગાયાં છે તે!

ગોદાવરી

એવું શું બોલો છો? ઈશ્વરનું ભજન તો સૌએ કરે છે. તમે મહરાજ ને ત્યાં કોઈક દિવસ આવી ભજન સાંભળો તો ખરાં!

વિજ્યાબહેન

હું તો બહુ કરી ક્યાં જાઉં છું?

ગોદાવરી

તે જઈએ – શેઠ – તમે – હરિણી બધાંને લઈને આવજો. જુઓ પરમ દીવસે જ મોટાં ભજન છે. લો – જઈશ હવે તો–

[ગોદાવરી ઊઠે છે. જતાં સામે હરિણી આવે છે – તેને.]

લો! હરિણી કેમ છે. હું તો તમારી બાને અને તમને બધાંને પરમ દહાડે ભજન છે તે કહેવા આવી હતી કે જરા આવો ને! સાંભળો તો ખરા – ભગવાનના ગીત કેવા ગવાય છે – લો બહેન આવજો.

[એટલું કહી ગોદાવરી જાય છે. હરિણી એની બા પાસે જઈ બેસે છે.]

હરિણી

બા તું ભજનમાં જવાની છે!

વિજયાબહેન

કેમ?

હરિણી

તું જતી હોય તો સાંભળું — મેં ભજન સાંભળ્યાં નથી. લો, મોટાભાઈ આવ્યા. [હરિણીના પિતા સુંદરલાલ આવે છે.]

સુંદરલાલ

કેમ શું છે?

વિજયાબહેન

આ પેલા મહારાજને ત્યાં કાંઈ ભજન છે તે ગોદાવરી' કહી ગઈ — ને હરિણીને સાંભળવાનું મન છે.

સુંદરલાલ

એમાં શું જવા જેવું છે! છતાં જાઓ, જવું હોય તો?

વિજયાબહેન

તમે આવો તો જઇએ, નહિ તો નહિ.

હરિણી

મોટાભાઈ, ચાલજો ને!

સુંદરલાલ

ઠીક, સારૂં જઈશું.

# પ્રવેશ ૩ જો

[ સુમનની ઓરડી – એક ખૂણામાં બૂક કેસ – તેમાં કેટલીક ચોપડિયો. એક ટેબલ – ને બે ખુરશી ને લાકડાનો ખાટલો – તેના પર ફક્ત સફેદ ચોફાળ પાથરેલો છે. સુમન બગાસાં ખાતો બેઠો છે. જયંત અને મકરંદ આવે છે. ]

સુમન

આવો ! અત્યારમાં ક્યાંથી ઝળક્યા !

જયંત

આ મકરંદને ઉજાગરો થાય છે – તે ત્યારે ત્યાં કુહીનાની ચાહ પીવાનો નિર્ણય કરી એને લાવ્યો છું.

મકરંદ

૩ એ નિર્ણય સ્વનિર્ણય છે. મેં સંમતિ આપી નથી.

સુમન

જયંત તારે શરમાવવું જોઈએ. આ ડેમોક્રસીના જમાનામાં મકરંદના આત્મનિર્ણયનો હક્ક છીનવી લઈ પ્રોક્ષીથી નિર્ણય કરવાનો તને શો હક્ક છે.

જયંત

[છાતી પર હાથ નાખી] ઓ! ઓ! સ્વાતંત્ર્યનું ખૂન? આપઘાત કરું કે 'પ્રાયશ્ચિત!'

મકરંદ

આ 'ગાંધી કાળ'માં જયંતે મારી સ્વતંત્રતા છીનવી લીધી તેના પ્રાયશ્ચિતમાં અપવાસ જ કરવા ઘટે!

સુમન

ના – એણે 'માન' સેવવું ઘટે! કે આવા નિર્ણયો પારકે પૈસે કરે જ નહિ ને!

જયંત

પણ મને તો કોઈ પૂછો; મારે સંબંધે તમે શેનો નિર્ણય કરો છો. વળી તમારે પ્રાયશ્ચિત કરી નાખવું પડશે?

સુમન

બરાબર – પણ બહુમતી અમારી છે.

મકરંદ

હવે, બીજી વાત.

સુમન

[આડંબરમાં મોં ગંભીર કરી, સહેજ ખભો ઊંચો કરી] એ – તો કેમ જ બને! એણે તો – પ્રાયશ્ચિત જ કરવું રહ્યું?

મકરંદ

આ આશ્રમી ભાષા જવા દો. સાદી ગુજરાતી ઓચરો!

જયંત

મકરંદ ઉવાચ !

સુમન

વારુ, ચાહના પૈસા કોણુ આપે છે.

મકરંદ

ચાહના પૈસા તું ખરચ. અને જયંત–ચેવડો અને મગજની પ્લેટના ચૂકવી આપશે.

જયંત

ને તું શું કરશે.

મકરંદ

હું–હું તો ઉજાગરા વાળો છું. મને ગજવું જડતું નથી. દુઃખી છું. મારું દુઃખ ટાળવા તમેં મને મગજ, ચેવડો, ચાહ વગેરે ખવડાવી મિત્ર કર્તવ્ય કરો છો ને ?

[સુમન ઊઠી ઘાંટીને બોલાવી–ખાવાનું વગેરે મંગાવે છે. ખાઈ રહી–મકરંદ આડો પડે છેઃ સુમન આરામ ખુરશી પર અદબ વાળી બેસે છે. ને જયંત એક ખુરશી પર બેસી બીજી પર પગ લંબાવી ટેબલ પર કાંઈ સૂરનો તાલ લે છે. થોડીવારે –]

જયંત

કેમ કોઈ બોલતું નથી ?

સુમન

મેં કયાં તમને બોલાવ્યા હતા !

મકરંદ

હવે વાત પર આવીએ.

જયંત

જોની, આ પેલી હરિણીની વાત છે. એ કેટલીક વાતે બહુ ભોળી છે; તેટલી જ હઠીલી છે. એના ઘરમાંથી બધાં પેલા મહારાજના ભજનિયામાં જવાનાં છે ને હું ના કહું – ને એ કહે છે કે હું તો જઈશ.

મકરંદ

એ જ ભૂલ કરી. તારે કહેવું હતું કે રોજ જઈ ભજન ગાવું.

સુમન

એમાં તો ઊંધુ વેતરાત. પણ એ ભજનમાં જાય તેમાં તમને શું વાંધો છે?

જયંત

કેમ નહિ, મહારાજને 'ક્રિડા' નો શોખ સાંભળ્યો છે.

સુમન

વાહ – વાહ! તો પછી હરિણી પાવન થશે. એના લવર [ Lover ] નાં સદ્‌ભાગ્ય!

મકરંદ–જયંત

સુમન, આ કોઈ રખડતી છોકરીની વાત નથી.

સુમન

ના. ના ઘરગથ્થુ વાત છે. પણ તમે બેમાંથી કોણે ઉમેદવારી નોંધાવી છે. તે તો કહો!

મકરંદ

હાલ તો – બેઉ આશકો છીએ પછી તો જેવી હરિણીની પસંદગી.

સુમન

ઠીક, પણ એમ છે કે જયંત ખાદી મેલી પહેરે છે ને કોઈ દિવસ રેંટિયાનું ઠીઠું ફેરવે છે, એટલે એણે તો 'બાપુ' ની સલાહ ને 'આજ્ઞા !' લેવીજ રહી!

મકરંદ

એમાં વળી બાપુનું શું કામ?

સુમન

અરરર – એ શું બોલ્યા. ખબર નથી! મહાત્માજીને તો એમનો શિષ્યગણ બધું જ પૂછાવે છે. 'અમે કેમ જમીએ, કઈ બારી ઊઘાડી રાખીએ, કેવી રીતે સૂઈએ? શું ખાઈએ – કેવી રીતે બ્રહ્મચર્ય પાળીએ.' એવું એવું બધું જ પૂછાવે છે. ફક્ત કેટલાયે 'પાલન' કરતા નથી, એ જ એ શિષ્યોની વિશિષ્ટતા છે!

જયંત

બિચારા પુણ્યશાળી ભલા ગાંધીજીને કેટલાય ઉપવાસ એમના કોઈ શિષ્યોના પાપે કરવા પડ્યા હશે!

મકરંદ

પણ હરિણી ન જાય તેનો ઈલાજ તો કરવો.

જયંત

હા, એ જ વિચારવાનું છે.

સુમન

શું મ્હોટુ problem [પ્રોબ્લેમ] છે! સાંજે ફરવા લઈ જઈએ. ને આઘે જઈ મોટરને પંકચર પાડીએ, એટલે રોકાઈ

રહીશું. તેમાં તે વિચાર શુ કરી મરો છો. હવે ટળો, મારે વાંચવાનું છે.

[ મકરંદ ને જયંત જાય છે–સુમન બાયરનનું જીયાવર [Giavour] વાંચવા લે છે. ]

સુમન

[ સ્વગત્ ] એક છોકરી પાછળ શી ધમપછાડ – આ બેઉ જણાની 'મજનું' નીમાં કઈ ઘડીએ ઝેર ભેળાશે તે શું કળાય – આ બેઉની પ્રેમ લીલાની મૂંઝવણ મારે શી કરવી હતી – હરિણી ભજન ગાય તોયે શું, ને મહારાજ ક્રિડા કરે તોય મારે શી લેપન! લોક સૌ સૌનું કેમ નહિ સંભાળી લેતા હોય?

# પ્રવેશ ૪ થો

[ હરિણીનું મકાન – ઊંચી બારીએ હરિણી ઊભી છે. નીચે રસ્તા પર ગાડી–મોટર–માણસોની અવરજવર છે. એક ખુલ્લી વિકટોરિયામાં ‘મહારાજ’ જતાં જણાય છે. ઊંચે ઊભેલી હરિણી સામે ‘મહારાજ’ નજર તાકે છે – હરિણીની આંખો મહારાજની સાથે મળે છે. અડધી મિનિટ તારા મૈત્રિક થાય છે. હરિણી અંદર જતી રહી છે. મહારાજની ગાડી આગળ ચાલી જાય છે – અંદર હરિણીનો ઓરડો – એક હીંચકો – ખૂણામાં પાણિયારા પર પાણીનો કૂજો–સામે ટેબલ ને બે ખુરશીઓ – તેની સામે એક સોફા અને મોટુ બૂક કેસ –આસપાસ ભીંત પર કેટલાંક હાથચિત્રો છે. હરિણી હીંચકા પર બેસી પગ ઠેકવી ઝૂલે છે. ]

‘આ મહારાજે મારી સામે કેમ જોયું? ધારી ધારી જોયું – એમને એમ જોવાનું કારણ શું? ખાત્રી કરતા હોય કે તે ગરબાવાળી છોકરી કે બીજી કોઈ–
૪ પણ મને પાસે બોલાવી જોઈ હતી પછી ખાત્રી

ક્યાં રહી—ત્યારે કેમ એકી ટસે જોયા કીધું. હું અંદર જતી રહી—એની આંખની નજર હું જીરવી શકી નહિ? એમ શા વાસ્તે? પણ એમ થયું તો ખરું.

[ ઊઠી પાણિયારા પાસે જઇ પાણી પીએ છે ને મ્હોં ધૂવે છે. પાછી આવી કનૈયાલાલ મુનશીનું બ્રહ્મચર્યાશ્રમ વાંચવા લે છે. પાના ઊથલાવે છે ]

કાંઈ ચેન પડતું નથી. પેલા મહારાજ! એમને ગાડીમાં જતાં જોયા તે કેમ ભૂલાતું નથી? શું હશે?

'શેનું હરિણી' કહી ચમેલી ઓરડામાં આવે છે. હરિણી હીંચકા પર સ્વસ્થ થઈ બેસે છે.

હરિણી

તું ક્યાંથી આવી અત્યારે!

ચમેલી

એ પછી કહીશ. પણ તું 'શું હશે' તે શેનું કહેતી હતી.
[ હરિણી આડું જુએ છે. ચમેલી ચૂંટી ખણે છે. ]

ચમેલી

બોલની—

[ હરિણી આંખો વિકાસી સામું જુએ છે. ]

હરિણી

બધી વાત જાણવાની તે વળી શી ટેવ છે, તને!

ચમેલી

તે તારું કાંઈ બગાડતાં તો નથીને? ઓય, મા! બહેન

સાહેબને તો પૂછીને થાકયાં પણ બહેન મોંઘા થાય – રહેવા દે ત્યારે – હું તો આ જાઉં.

[ ચમેલી ઊભી થાય છે. હરિણી તેના સાળુનો છેડો ખેંચી ઊભી રાખે છે. ]

હરિણી

ના ના – બેસ.

ચમેલી

ઉંહું. મને જવા દે, તારે મારું શું કામ ?

હરિણી

પણ રિસાઈ કેમ ? મેં શું કહ્યું ?

ચમેલી

ના – બા – કાંઈ નહિ બા – હમને વાત તો કહે નહિ ને પૂછીએ તે બોલે નહિ તે બા, હમે શેનાં બેસીએ. હવે તો જઈશું !

[ હરિણી બે ખભા પકડી ચમેલીના કોટે વળગી પડે છે. ]

હરિણી

'મારી ચમુ' તું રિસાશે તો હું શું કરીશ.

ચમેલી

[ ગાલે ચીમટા દઈ ] હવે ઠેકાણે આવી.

હરિણી

પાછી ચરકી કેમ ?

ચમેલી

તો, હરુ, તું મને વાત નહિ કરે !

[ બે જણ હીંચક બેસી રહે છે. થોડીવાર સુધી કોઈ બોલતું નથી. ]

હરિણી

આ પેલો મહારાજ કેવો છે! ચમેલી.

ચમેલી

હાય બાપ, તેનો તારે શો ખપ પડ્યો?

હરિણી

મારે ત્યાંથી, બાપુજીને બધાં, એમનાં ભજનમાં જવાના છીએ તેથી પૂછ્યું.

ચમેલી

કાલે જ કાંઈ છે નહિ! તે તમને કોણે કહ્યું?

હરિણી

પેલા મહારાજ પાસે બેસે છે ને? તે બાઈ બાને મળવ. આવી હતી ને કહી ગઈ.

ચમેલી

એ...મ...તે તમેં જવાનાં છો!

હરિણી

કેમ, ના જઈએ.

ચમેલી

ત્યારે હું પણ જવાની છું.

હરિણી

તું કોની સાથે આવવાની છે. અમારી સાથે આવે તો?

ચમેલી

નાજી. હું ત્રણ નાઇટ એરન્ટ [ Knight errant ] દરબારીઓ સાથે આવીશ: હમને બા મહારાજ ઉપાડી જાય

તો ? મહારાજ છે. છૂમંતર કરી નાખે. જો-જે તને મેના બનાવી પિંજરામાં પૂરે નહિ.

હરિણી

છો ને પૂરે. મને ઊડી જતાં આવડશે.

ચમેલી

ઊડી, ઊડી. મ્હોં નથી કહેતુ !

હરિણી

એટલે શું ?

ચમેલી

એટલે એમ કે એ મહારાજ તને મેના બનાવે તે પહેલાં તો એને કાગડો કરી-પાંખો કાપવી જોઈએ. સમજી-હવે પેલું હારમોનિયમ ઊઘાડને મને પ્રેકટીસ કરવા દે.

[ હરિણી આદર્શ કાજે સર્વ સમર્પણ કરવાના આદેશનું ટાગોરનું ભવ્યગીત એકલો જાને ગાય છે. ]

એકલો જાને રે !

તારી જો હાક સુણી કોઈ ના આવે, તો-
એકલો જાને રે-
એકલો જાને, એકલો જાને, એકલો જાને, એકલો જાને રે-તારી જો (૨)
જો સૌના મ્હોં સીવાય, ઓરે ઓરે ઓ સુભાગી-
જ્યારે સૌએ બેસે મ્હોં ફેરવી, સૌએ ડરી જાય,
ત્યારે હૈયુ ખોલી-અરે તું મ્હોં મૂકી;
તારા મનનું ગાણું એકલો ગાને રે-તારી જો (૨)

જો સૌએ પાછાં જાય, ઓરે ઓરે ઓ સુભાગી-
ત્યારે રણ વગડે નીસરવા ટાણે, સૌએ ખૂણે સંતાય,
ત્યારે કાંટાળાને ત્યારે લોહી નીકળશે, ચરણે,
ઓ ભાઇ એકલો ધાને રે-તારી જો (૨)

જ્યાર દીવો ન ધરે કોઇ, ઓરે ઓરે ઓ સુભાગી–
ત્યારે ઘનઘોરી તું બની રાતે, બાર વાગે તને જોઈ,
ત્યારે આભ નીચે ઓ તું સળગી જઇ;
સૌનો દીવો એકલો થાને રે–તારી જો (૨)

કવિવર ટાગોર

# પ્રવેશ ૫ મો

[ મહારાજની વાડીના બગીચાની એક વાટિકા—મહારાજ ફરતા ફરતા કંઇક મલકાતા આવી એક બાસ્ટી પર બેસે છે. જાંગ પર ડાબા હાથે બે ત્રણ થબડાકા કરી મોંએ 'શાબાશ' – 'શાબાશ' બોલે છે. ]

મહારાજ

[સ્વગત] ખરેખર જીવન બહુ જ રસિક અને વિચક્ષણ છે: ક્યાં ક્યાં ફરી કેટલું જોયું અને અનુભવ્યું છતાં પણ હજુ લક્ષ્ય સિદ્ધિ થઈ નથી. પુરુષો અને સ્ત્રીઓની મેદનીનો અપૂર્વ આહ્લાદ મને સતેજ કરે છે – પણ પછી હૃદયનો ડંખ સમાતો જ નથી: આ સર્વ સાંભળે છે પણ સ્વીકારતા નથી. સ્વીકારે છે તો સ્વવર્તનમાં આચરતા નથી; તો પ્રવચનનો અર્થ જ શો? ભારતની રમણીઓ જગતને સંસ્કારિતાના પાઠ પઢાવે એ ભાવના છે: અનેક

સ્ત્રીઓને યુવતીઓના વાર્તાલાપમાં – સંસર્ગમાં – મને આપણા સ્ત્રી સમુદાયમાં અનેક ઉણપો સમજાઈ છે. ગૃહજીવનને સમાજ સંસ્કારિતા અને રાષ્ટ્ર સાથે સંકળાઈ શકાયું નથી તેથીજ આપણો પુરુષ વર્ગ આદેશ કે આદર્શ વિનાનો સત્વહિણુ – ચારિત્ર્યહિણુ સ્વાર્થી અને મિથ્યાભિમાનમાં સડી રહ્યો છે. આ પ્રભાવતી, આ ગોદાવરી, આ હરિણી એ ત્રણમાં સુંદર તત્વો છેઃ એ તત્વોને આકર્ષિ ખીલવવા કેટલો શ્રમ પડે છે; અને સાચને પણ કેટલો આડંબર સાધવો પડે છે. સમાજની એ વિચિત્રતા છે.

આ ગોદાવરી તો આવે છે! કેમ ગોદાવરીબાઈ, [ ગોદાવરી બાઇ આસપાસ જોતી, આવી, મહારાજના પગે હાથ દઈ આંખે ચાંપી બેસે છે. ]

ગોદાવરી

હા મહારાજઃ શાં મારાં ભાગ્ય, તમારાં દર્શન ' એકાંત 'માં થયાં મારા પ્રભુ! [ કહી ઓવારણાં લે છે. ]

મહારાજ

ગોદાવરી, એવું ન બોલો. પ્રભુ તો એક જ નિરંજન નિરાકાર ચારે કોર છે–બાઈ હું તો તેનો ચરણરજ કિંકર છું.

ગોદાવરી

બાપલા? હમારે તો તમ દીઠે પ્રભુ મળ્યા જ છે. ને કોઈનું નસીબ ક્યાંથી કે આમ એકલાં તમારાં વચનામૃત પામે.

મહારાજ

બાઈ મારે એકાંત શું અને સમાજ શું? – સૌ એક જ

છે. રજે રજમાં પ્રભુ છે: પ્રભુને એકાંતમાં સમાજ છે – સમાજમાં જ એકાંત છે. સમજ્યાં બહેન – પૂજે તેના પ્રભુ – હોં – ગોદાવરી બાઈ – બોલો કાલના ભજનનું તમારે બધું સાચવી લેવાનું – હો. સ્ત્રી વર્ગની વ્યવસ્થા કરવાની. સારો શિષ્ટ વર્ગ હોય તેને યોગ્ય સ્થાન આપવું.

ગોદાવરી

[ ફૂલાઈ જઇ ] એ મારું કામ – બાપજી – બધાંને બરોબર તમારા નજીકથી દર્શન થાય તેમજ ગોઠવીશ – એમનાં શાં ભાગ્ય – હું તો જાતે જ નિત આપના દર્શનમાં જ બેસી રહું એમ થાય છે.

મહારાજ

પ્રભુ તે પણ આપશે. બાઈ પ્રભુને તો સ્મરણથી પોતાની પાસે લાવી શકાય. જેવી ભક્તિ – આ કાળ કેટલો નાસ્તિક છે ! અંગ્રેજી વિદ્યામાંજ સ્વતંત્ર વિચાર છે. આપણી અણસમજે આપણા કર્તવ્યની પૂજા વિસારે પડી છે; અને સ્વચ્છંદને માર્ગે જઇએ છીએ. શ્રદ્ધા – ભાવનાના મૂળમાં ઝેર રેડાયું છે – હવેની પ્રજામાં ક્યાં તમારા જેવી શ્રદ્ધાળુ થશે – જ્ઞાની અને શ્રદ્ધાવાન સ્ત્રી સમુદાય વિણુ – દેશનું શું થશે ?

ગોદાવરી

અરે કેમ શ્રદ્ધા નહિ. બાપજી, આ તમારી વાત કરી ત્યાં તો પેલાં અંગ્રેજી ભણેલાં તે હરિણી બહેન–સુધરેલા સુંદરલાલના કુટુંબ વાળા પાણી પાણી થઈ ગયાં. બાપજી અહીં આવશે તો જવુંએ નહિ ગમે.

મહારાજ

ના રે બહેન મારે સ્ત્રીઓનું શું કામ? મારે તો પરમ પ્રભુનાં ભજન બસ છે. બાઇ – પણ એમ ખરું કે આવી હરિણી જેવી ભણેલી બહેનો સત્ય ધર્મ સમજે ને શ્રદ્ધાથી તેમાં સક્રિય થાય તો સમાજમાં સાચા સુધારા થાય.

ગોદાવરી

[ જરા ક્ષોભમાં ] હાસ્તો બાપજી, એવાં જ તમારી પૂજા કરે તો પ્રભુ રીઝે. હમ જેવાનો શો આશરો.

મહારાજ

ના, ના ગોદાવરી બાઈ, એમ નહિ. પ્રભુ તો પ્રેમનો સંયોગી છે. એને ફક્ત જ્ઞાન અને આવી કેળવણી પ્રિય ન હોય – સ્વર્ગ તો ભક્તિ અને ભક્તોના સતકર્મથી જ ઊભું થશે – બાઇ જાઓ.

[ ગોદાવરી ઊઠે છે. ઊઠતાં મહારાજના પગ જરા ઊંચેથી પકડી ખોળામાં લઈ માથું અડાડે છે. મહારાજના મ્હોંપર વિચિત્ર સ્મિત આવે છે – ને પગ ખેંચી લે છે. ]

ગોદાવરી

'હાશ' મહારાજ જાઉં છું કૃપા રાખજો, પ્રભુ!
[ કહી જાય છે. ]

મહારાજ

[ સ્વગત ] આ ગોદાવરીની કેટલી ભક્તિ છે. મારી સેવા એજ એને ઇષ્ટ છે. એને પણ પ્રભુ રીઝશે અને પ્રસાદી આપશે. પ્રભુ પાસે પ્રેમ સિવાય શી પ્રસાદી છે – પ્રભુ! પ્રભુ!

# પ્રવેશ ૬ ઠ્ઠો

[ એક વિશાળ મકાનનું શયનગૃહ–વૈભવ ભર્યા શણગાર વચ્ચે ચાંદીની સાંકળેથી ઝૂલતી મોટી હિંડોળા ખાટ – તેના પર મખમલની પથારી અને રેશમીચાદર અને મોટા મશરૂના તકિયા મૂકયા છે. આખા ઓરડામાં ફૂલવેલનો ગલીચો પથરાયલો છે. પાંચ સાત સ્ત્રીઓને બે ત્રણ પુરુષો ધીરે અવાજે ઊભાં ઊભાં વાતો કરે છે – પાછળના બારણામાંથી છડીદાર આવે છે. પાછળ – ‘ મહારાજ ’ ગજરાજની ચાલે આવતાં જણાય છે. તેમણે કૃષ્ણ વેશનું ઉત્તમ અનુકરણ કર્યું છે. સ્ત્રી પુરુષો હસતે વદને નમન કરે છે. ‘મહારાજ’ હિંડોળા પર બિરાજે છે. ચાર સ્ત્રીઓ હિંડોળાને પ્રત્યેક ખૂણેથી ચાંદીના સળિયાને હાથ લગાડી ઝૂલાવે છે, એક પુરુષ માથા આગળ ઊભો રહી મોર–ચમર ધરે છે, એક પુરુષ માથા આગળ ઊભો રહી ખસખસનો સુખડમાં ગૂંથેલો મોટો પંખો નાખે છે. ]

**એક સ્ત્રી**

મહારાજ. પ્રભુ – આજ તો આપ શ્રી કૃષ્ણના
૯ શેષ શયનના દર્શન કરાવશો તો અમારા અહોભાગ્ય!

ગોદાવરી

હા, બહેન પણ 'લક્ષ્મીજી' રૂપે કોણ વિરાજશે?

પહેલી સ્ત્રી

લો ને બહેન આ – મારી નવલિકા: કૃષ્ણ ભગવાનની ભક્ત છે. અને શું 'મહારાજ' પર શ્રદ્ધા છે? મારી દીકરીને જ બેસાડો તો મારો જન્મારો સફળ થાય.

ગોદાવરી

એવાં તો કોના નસીબ હોય? પણ મહારાજની પ્રસનતા જોઈએ? [ પુરુષ સામું જોઇ ] કેમ ભાઈ!

પુરુષ

[ જાનકીદાસ ] હાં – રે. બહેન [ મહારાજ તરફ ફરી ] કૃપા કરી, આશિષ આપો તો આ બાઈના મનોરથ ફળે અને નવલિકા આપના ચર્ણ સેવી પાવન પંથે સચ્ચિદાનંદ પ્રાપ્ત કરે!

મહારાજ

[ નવલિકા તરફ નજર ઠારી ] નવલિકા પ્રભુ સેવાની તારી શી ઈચ્છા છે?

નવલિકા

[ ગાલે શરમના શેરડા પડે છે, નીચું જોઇ ] હું શું કહું, મહારાજ?

સ્ત્રી

નવલી – બેટા, મહારાજના ચર્ણ સ્પર્શથી જ પુણ્ય મળે તો તેમની સેવાથી તો મોક્ષ મળે.

ગોદાવરી

ને બહેન – સેંકડો સ્ત્રી પુરુષો આવા ચાંદીથી મઢેલા હિંડોળા પર મહારાજની ચર્ણસેવા કરતાં શેષ દર્શનમાં જુએ તેનો ઉમંગ તો કેવો ય હોય ? અને હવે તો વિવાહનો વખત છે. કોઈ એ શ્રીમંત કુટુમ્બની આંખ ઠરી જાય તો ભાગ્ય ફરી જાય ?

સ્ત્રી

હા, બેટા નવલી ' મહારાજ ' ને પ્રણામ કરી સેવા કરો.

નવલિકા

[ નવલિકા પાસે આવી સહેજ ઊંચું જોઇ પ્રણામ કરે છે. ગોદાવરી બહેન સહેજ ટેકો આપી હિંડોળે બેસાડે છે ને મહારાજનો પગ ખોળામાં મૂકે છે. નવલિકાની માના મોં પર જરાક અણગમો જણાય છે. પણ બોલવાની હિંમત નથી. ગોદાવરી બહેન પગ પર હાથ મૂકી છોકરીને તેમ કરવા સામું જોઈ આંખથી સૂચન કરે છે. નવલિકા કચવાતી હોય તેમ આંગળી મહારાજના ચર્ણને સહેજ અડકાડે છે. ]

મહારાજ

[ સહેજ આંખ મીંચી ઊઘાડી ] ભક્ત જનો, નવલિકા અનુપમ સુખ સંપત્તિ અને અદ્દભુત – સંસ્કૃતિ અને શકિત સંપાદન કરશે – એમ મને પ્રભુ પ્રેરણા છે.

[ સર્વ સ્મિત કરે છે ]

પુરુષ

' પ્રભુ ' કૃપા હોય તો દ્વારપાળને દર્શનની આજ્ઞા આપીએ.

[ મહારાજ સ્મિત સહિત 'હા' જણાવે છે. ચાંદીની છડી સાથે આવેલો પુરુષ સામેનાં મોટાં બારણાં ઊઘાડી ઘોષણા કરે છે. " શ્રીકૃષ્ણ પરમાત્માની જય હો. શ્રી શેષશાઈ દર્શનનો જય હો " બહારથી માનવમેદની ધસી આવે છે અને આખાય ખંડમાં પથરાય છે. સાથે કેટલાક યુવાનો માર્ગ કરી આગળ આવી બરાબર મહારાજની સામે આવી રહે છે – મહારાજની આંખ તેમના પર જાય છે, એક સીધી સચોટ ગર્વભરી નજરથી તેમના તરફ આંખ ઠારે છે. યુવાનો આમ તેમ પોતાની નજર ખસેડી દે છે. ]

### ગોદાવરી

" બોલો શ્રી દેવકી નંદન – કંસ મર્દન – શ્રી કૃષ્ણ – પરમાત્માની જય '

### જાનકીદાસ

બોલો યોગેશ્વર યદુવર્મા મહારાજની જય.

[ માનવમેદની જયનાદ કરે છે. ગોદાવરી બાઈ અંદરથી મોટા ચાંદીના થાળમાં આરતીની સામગ્રી લઇ આવે છે ને નવલિકાની માને આપે છે. જાનકીદાસ બીજી તરફથી થાળ લે છે. નવલિકા આરતીનો દીપ વચમાં ગોઠવે છે ને હિંડોળા હલાવતી ચારે સ્ત્રીઓ ભક્તિ સંગીતની ધૂન જગાવે છે. ]

ગારે ગારે ગિરિરાજ ધરન ગારે, ગોપિકેશ રાધિકેશ,
પ્રાન પ્યારે પ્યારે; ગારે.

ત્રિગુન અનાકાલ અક્ષર પરસ્વામી;
ઇસ ઈસ આત્મારાવ અંતર્જામી;
જગત ઉદભવ સ્થિતિલય કર બહુનામી;

વિહુ પ્રધાન, પુરુષેશ્વર, અચ્યુત, સચ્ચિદાનંદ, સકલરુપ,
સકલ અકલ ન્યારે ન્યારે, ગારે.

વાણી મન અગમ્ય અનીહરસ રૂપા;
અકલગતી સ્વયંપ્રકાશ શ્રી અનૂપા;
છબી લલિત ત્રિભંગી નટવર વૃજભૂપા;
નંદાત્મજ, સ્વોછંગ, લલિત, વૃજભૂષણ વૃજરમ્ય,
રંગાદે ભારે ભારે. ગારે.

પૂર્ણ પરમાનંદરૂપ રૂપરાસી;
આદિ વૃંદાવન રાસ રસ વિલાસી;
દયા પ્રીતમ પ્યારે નિકુંજવાસી;
પુર્ણાનંદ, પુરુષોતમ, અદ્‌ભુત આનંદ કંદ;
મન્મથ મનહરન, બંસી વારેવારે. ગારે.
[શ્રી. દયારામ કૃત]

[આરતી પૂરી થતાં આસકા લેવા પડાપડી થાય છે. મહારાજ હાથ ઊંચા કરે છે.]

જાનકીદાસ

શાન્તી – શાન્તી. ભક્તજનો શાન્તી સેવો.

મહારાજના પ્રવચન પ્રસાદના જિજ્ઞાસુઓ અહીં બેસે – અન્યને જવા આજ્ઞા છે.

[કેટલાક નરનારીઓ જાય છે. સર્વ બેસી જાય છે. વિશાળ ખંડ નીઃશબ્દ થઇ જાય છે. મહારાજ ગર્વભરી નજર ચારે તરફ ફેરવે છે, પ્રત્યેકને એમજ લાગે છે કે મહારાજે એના તરફ જ અમી-દૃષ્ટિ કરી. મુગ્ધ વાતાવરણમાં અદૃષ્ટ ઝણઝણાટ આવે છે. મહારાજના કંઠમાંથી વાણી સંભળાય છે. ઊંચા – સ્પષ્ટ અવાજના નાદથી ખંડ ગાજે છે. સ્વર ડોલન અને આછા મંદ પણ સુચિત હાવભાવ પૂર્ણ પ્રવચનથી શ્રોતાજન મુગ્ધ દેખાય છે.]

મહારાજ

ભક્તજન! શ્રી કૃષ્ણ પરમાત્માની અકળ લીલાનું રહસ્ય જગતને હજારો વર્ષથી ડોલાવી રહ્યું છે. હજારો વર્ષ પહેલાં

વૃંદાવનમાં સંભળાવેલો વેણુનાદ હજીએ કરોડો હૃદયોને કંપાવે છે. હજારો વર્ષ પર વિશ્વ – બાળ – દેવકીપુત્ર – કૃષ્ણે અન્યાય અને અત્યાચારના દમન કાજે આદરેલો વિપ્લવનાદ હજીએ જીવંત છે. ગોપીવલ્લભનું પ્રેમજીવન હજીએ કરોડોને પ્રેરણા આપે છે. રાધિકાજીના હૃદયેશ્વરની દાણલીલા હજીએ ક્યાં પૂરી થઈ છે? હજીએ જે હૃદયને શ્રી કૃષ્ણને પામવા હોય તેણે મનના ને મોહનના દાણ ચૂકવવા જ પડે છે. મુક્તિની વાંચ્છના સેવનાર પ્રત્યેક વ્યક્તિને શ્રી કૃષ્ણે જીવનસખા અર્જુનને આપેલાં વચન સ્વીકારવા જ પડે છે. “ જે જે જન મને ઈચ્છતો હોય તેણે અન્ય સર્વને વીસરી મારા – મય થઈ મારામાં જ લય થવા તત્પરતા સેવવી ” જે જે પુરુષ, સ્ત્રી-કુમાર, યુવતી, બાળક, ગૃહસ્થી કે સંન્યાસી – શ્રીમંત કે શ્રમજીવી જેને જે સંપાદન કરવું હોય, જેને તે “ કૃષ્ણ ” માનતો હોય – જે ધ્યેય, તેણે સ્વીકાર્યું હોય – જે લક્ષ્ય, તેણે ગૃહણ કર્યું હોય, તે મેળવવા, તેના મય થઈ તેને કાજે લય થવા ઉત્સુક બની – સર્વાંશે મન અને કાયા અર્પણ કરવાનો ધર્મ માન્ય રાખે તો તે તેને મળી શકે. શ્રી કૃષ્ણની પ્રભુતા – તેની અવર્ણનીય વિશાળતામાં છે. શ્રી કૃષ્ણની શક્તિ – તેની અગાધ અસંખ્ય ‘ લીલા ’ – પરાક્રમોમાં છે. શ્રી કૃષ્ણનો માનવ જીવન કાજેનો મહામંત્ર “ નિષ્કામ કર્મ ” માં જ છે. જેને પોતાને જે પ્રીય હોય તેની સાધના સેવવી છે – તેને તે સિદ્ધિ પ્રાપ્ત કરવા સ્વયજ્ઞમાં સમાઈ જવાનું અનિવાર્ય છે.

કારીગરને કારીગરીમાં – કલાધરને કલામાં–નૃત્યકારને નૃત્યમાં સંગીતકારને સંગીતમાં–કવિને કલ્પનામાં–વ્યાપારીને વાણીજ્યમાં–રાજનીતિજ્ઞને રાજશાસ્ત્રમાં – વિજ્ઞાનીને જ્ઞાનમાં – અને પ્રેમીને પ્રિયજનના પ્રેમમાં – સમાઈ સફળતા સાધ્ય કરવાની હોય.

સંસારના કષ્ટોમાં, સમાજના ત્રાસમાંથી મુક્તિનો માર્ગ કેવળ પ્રેમ છે. શ્રી કૃષ્ણે પ્રેમથી જ જગતના હૃદયને જીતી, વિશ્વસત્યને મૂર્તિમંત કરી સોળ હજાર શક્તિનો પ્રણિપાત સાધી માનવકુળને પરમાત્મા રૂપે દર્શન દીધાં – એ પ્રેમની શક્તિ પ્રત્યેક હૃદયમાં છે. પ્રત્યેક સ્ત્રી કે પુરુષમાં પ્રેમનાં અવિચ્છિન્ન અંકુરો છે. શ્રી કૃષ્ણનું 'લક્ષ્ય' મનમાં રાખી નર અને નારી પ્રેમથી પાવન થવા સર્જાયાં છે. પણ સમાજમાં વ્યવહારમાં, અજ્ઞાનતાના અંધકારમાં ટળવળતાં માનવો, શ્રી કૃષ્ણ અને પ્રેમની સંસ્કારિતાને વીસારી – પ્રેમની સર્વજ્ઞતાને તિરસ્કારી, પ્રેમની જ્યોતિથી આંખને અળગી કરી, સ્વાર્થ અને સ્વત્તામાં શિથિલ થઈ, પ્રેમના પૂજનને સ્થાને પ્રેમનું દમન કરી, જગતમાંથી પ્રેમનો નાશ કરવા મથી રહ્યાં છે. આ વિનાશક બળો માનવતાનું ખંડન કરી રહ્યાં છે. તે માનવતાને સજીવન કરવા શ્રી કૃષ્ણની પ્રેમની ભૂમિકા અને મહા – લીલા માનવજાતિએ પુનઃ સર્જવી જ પડશે. પ્રેમના પુનઃ જ્ઞાનથી, પ્રેમના પુનઃ સ્થાપનથી, પ્રેમની પુનઃ આરાધનાથી, પ્રેમના પુનઃ મિલનથી, પ્રત્યેક જીવનનો ઉત્કર્ષ સાધ્ય થશે. પ્રેમ – જીવંતપ્રેમ – માનવ પ્રેમ – પ્રેમ – પ્રેમ......

[મહારાજ એકદમ અટકી પડે છે. આખા શરીર પર એકદમ સખતાઇ આવે છે. આંખ, ગાલ, અને હોઠ સ્મિત રૂપ થઇ જાય છે. વદન પર સોનેરી ચળકાટ આવે છે અને નયનો સ્થિર થાય છે. મહારાજ – સમાધિષ્ટ – હોય એમ જણાય છે.]

## પ્રવેશ ૭ મો

[ એક મકાનનો ઓરડો, સ્વચ્છ પાથરણું અને સાદુ ફરનીચર, એક બુક સેલ્ફ – બે ચાર ખુરશી – એક ટેબલ – આરામચેર અને એક સ્ટીલના પલંગ પર રજાઈ પગ પર; નાખી એક યુવાન કાંઇ લખે છે; બારણા પર ટકોરા મારી ચમેલી અંદર આવે છે. યુવાન લખ્યાંજ કરે છે. ચમેલી આવી સામે ઊભી રહે છે. યુવાન ઊંચું જુએ છે; ]

**ચમેલી**

કેમ–સુમન મગજમાં બહુ રાઈ ભરાઈ છે કે !

**સુમન**

[ટાળમાં] તું કહ્યા વિના અંદર આવી શકે જ કેમ – એ તો સામાન્ય વિનયનો પ્રશ્ન જ રહ્યો !

**ચમેલી**

૭ [તેવાજ ટાળમાં] હું તો તેમ આવું જ નહિ ને !

સુમન

[ રીસ્ટ વૉચ તરફ જોઇ ] તો મને વધુ સમય ન હોય, એમ તારે વિચારી લેવું જ રહ્યું ?

ચમેલી

હવે, આ ટાયલી ભાષા જૂની થઈ ગઈ. સમજ્યો. નક્કર ગુજરાતી બોલ કે કાનને કર્કશ લાગે નહિ!

સુમન

હું તો એમ જ કહીશ!

ચમેલી

હવે સીધું બોલવું છે કે જાઉં?

સુમન

ના – ના બેસ – જરા ચાહ નાસ્તો લઈએ.

ચમેલી

હા, એ પછી. પણ હું કામે આવી છું

સુમન

શું છે?

ચમેલી

હરિણીની વાત છે.

સુમન

હા, તેનું શું છે?

ચમેલી

કોઈ, 'મહારાજ' નીકળી પડયાં છે.

સુમન

હશે? ઘણા આ દેશમાં ફરે છે ને મરે છે.

ચમેલી

પણ લૂંટે છે તેનું શું?

સુમન

લૂંટે છે!

ચમેલી

હા, ધન લૂટે, દેહ લૂટે છે – નિર્મળતા લૂંટે છે – પવિત્રતા લૂટે છે; અને વિકાર અને વિષયને ધર્મના અલંકાર આપી સમાજના સડાને જીવંત રાખે છે.

સુમન

વાહ – સુંદર ભાષણ છે. ચાલવા દે!

ચમેલી

તને ઠેકડી સિવાય કોઈ દિવસ કાંઇ નહિ સૂઝે!

સુમન

તું આવું સરસ ભાષણ કરે અને હું – તારો પ્રેમી – પ્રશંસા ન કરું તો પાયશ્ચિત જ કરવું રહ્યું?

ચમેલી

વળી ટાયલી બોલી આવી કે?

સુમન

નહિ – નહિ, પણ આ બધાનું, છે શું!

ચમેલી

આ મહારાજે અહીં 'વૃજપુરી' સ્થાપી છે, ત્યાં કૃષ્ણ જીવનના દશ્યોના વિવિધ દર્શન અને પ્રવચન અપાય છે. એ પ્રસંગે–સ્ત્રીઓ અને પુરુષો, એ મહારાજની વાણીને વશ થઈ, સ્વભાવ વીસરી જાય છે.

સુમન

તને કાંઈ થયું લાગે છે!

ચમેલી

હા, તેથી જ આવુંછું!

સુમન

[ટટાર થઇ] શું–તને logic અને dialectic materialism વ્યાકરણ અને વાસ્તવિકતાની અડગ અભ્યાસીનીને અસર થઈ?

ચમેલી

હા. સુમન મને પણ કાંઈક ચમકારો લાગ્યો, તો પછી હરિણી કે નવલિકાની તો વાત જ શી?

સુમન

નવલિકા–પણ?

ચમેલી

હા–રે એ તો હિંડોળે બેસી 'લક્ષ્મીજી' બની હતી.

સુમન

તને કેમ ખબર પડી?

ચમેલી

હું પણ ગઈ હતી. કુતૂહલ જોવા અને સમજવા; ને મેં બરાબર નિરીક્ષણ કર્યું. એ મહારાજ ખરો અભ્યાસી અને વિવેચક છે. માનસ – શાસ્ત્ર, શણગાર, અલંકાર, વ્યવસ્થા સુરચના, વિષય – વાણી – ભાવ, અવાજ, અભિનય – શ્રોતા વર્ગની સમજ – વ્યકિતની પરીક્ષા અને પસંદગી એ બરાબર કરી શકે છે. સ્થાનની સજાવટ – વાતાવરણનો ઝણઝણાટ – અને આંખમાંથી અવનવાં તેજ ને આકર્ષણના વહન શ્રેષ્ટ રીતે તે ખીલવી શકે છે. સૌએ ત્યાં અસામાન્યતા અનુભવે છે. સૌને કાંઇક અદ્ભુતતાની અસર થાય છે. અને સર્વ અવાક થઈ જઈ – તેણે સર્જેલાં વાતાવરણ અને વિચાર વહનમાં સમાઈ જાય છે. આ જાદુઈ અસર !—

સુમન

[ ઊભો થઈ આમ તેમ ફરતાં ]—જાદુઈ અસર ! સાચી રીતે તે જ્ઞાની હોવો જોઇએ. પુષ્કળ વાચન અને મનન કર્યું હોવું જોઈએ – જનતાનો ભેદક અભ્યાસી હોવો જોઈએ. સચોટ ઇચ્છાબળની શક્તિ હોવી જોઈએ. ત્યાર સિવાય તું કહે છે તે સર્વ શકય નથી.

ચમેલી

આ સર્વે છે, અને તેનાથીએ વિશેષ, તે સર્વશ્રેષ્ઠ ‘ નટ ’ છે – ‘ રંગભૂમિ ’નો પૂરો ઉપાસક છે અને મોહક કલાકાર છે.

સુમન

ખરે ! આ વ્યક્તિને તો જોવી પડશે. અને એને જાણવી પણ જોઇએ.

ચમેલી

આ તેં સાચું કહ્યું !

સુમન

પણ – હરિણી અને નવલિકાનું શું ? તે કાંઈ ખાસ કહ્યું નહિ. આતો તેં 'મહારાજ'નું જ સુંદર આલેખન કર્યું.

ચમેલી

કહું છું ને – સાંભળ – હરિણીએ – શરદ્ ઉત્સવની રાતે ગીત ગાયું; ત્યાં મહારાજે તીક્ષ્ણ આંખે જોઈ બે શબ્દ કહ્યા– પછી એક દિવસ એને બારીમાંથી ગાડીમાં જતાં જોયો – ને પરમ દિવસે એણે 'શેષ – શયન'ના દર્શન કરાવ્યાં ત્યારે એણે એક જ નજર ફેંકી પછી જોયું જ નહિ. હરિણીને હું મળી – એ આમતેમ સૂનકાર જેવી ફર્યા કરે છે – એને ફરી મળીશ – નવલિકાને તો હિંડોળા પર એની માએ મહારાજનાં ચર્ણે લક્ષ્મી રૂપે શોભાવી ત્યારથી તેની આંખમાં કાંઈ નવો જ ચમકાર છે. તેના પગની ઠમક પણ કાંઈ નવી જ છે. આ બેઉના પ્રત્યે શ્રીમાન્ મહારાજની 'લીલાવૃત્તિ' હોય તેમ મને સમજાય છે.

સુમન

અને તારી પ્રત્યે શું છે?

ચમેલી

હજી તો મને જોઈ નથી.

સુમન

તને જોયા વગર તને આટલી અસર થઈ છે તો બરાબર નજર ઠેરવે તો તું તો તેની પાંખમાં ઊડી જાય !

ચમેલી

[ ભવાં ચઢાવી ] શું કહ્યું ?

સુમન

[ ઠંડે અવાજે ] સાચી વાત.

ચમેલી

ઠીક – હવે – હું જઇશ.

સુમન

કેમ – એકદમ –

ચમેલી

તારી તુલના સાંભળી – હવે શું,

સુમન

[ પાસે આવી ખભે હાથ મૂકી ] ના – ના ચમેલી, એ તો સહેજ ચેતવણીનો સૂર હતો – મને તો તારામાં પૂર્ણ શ્રદ્ધા છે.

ચમેલી

સુમન, આવા નરાધમોનું દમન સમાજ ક્યારે કરશે ?

સુમન

એ નરાધમ નથી. એતો શિકારી છે. શિકાર પોતે જ નૈવેદ થવા આતુર હોય, ત્યાં કોઈ શું કરી શકે ?

ચમેલી

શિકાર શું કરવા એવા પ્રાણી પાસે જાય !

સુમન

એતો કાયરતા છે – જાય ને છતાં એ શિકારી નિષ્ફળ જાય તેમાં જ જનારની જીત.

ચમેલી

એવું અજેય ચારિત્ર અને મનોબળ કોઈકને જ હોય !

સુમન

એ સાચી વાત છે – પણ આ હરિણીને નવલિકાનું તારે શું કરવું છે ?

ચમેલી

એ બે શિકાર ન થાય તે !

સુમન

વિશેષ, કાંઈ નહિ ?

ચમેલી

એ મહારાજને સુંદર પાઠ મળે તે !

સુમન

સારું હવે તેનો વિચાર કરીશું – હમણાં જરા ખાઈ લઈએ.

ચમેલી

ના – તું બહાર આવે તો ' મો-જીનીમાં ' જઈએ.

[ સુમન અંદર જઇ કપડાં બદલી આવે છે. બેઉ જાય છે. ]

## પ્રવેશ ૮ મો

[ એક બંગલાના કમ્પાઉન્ડમાં પાછળ નાની 'કૉટેજ'—ચમેલી અને હરિણી આવી બારણાની સાંકળ ખખડાવે છે. કેટલીક વારેઃ—]

**એક અવાજ**

કોણ છે ?

**ચમેલી–હરિણી**

ગોદાવરી બહેન અહીં રહે છે ?

[ બારણું ઊઘાડી ગોદાવરી બહેન બહાર નીકળે છે. ]

**ગોદાવરી**

આવો મારી બહેનો, તમે ક્યાંથી ! ધન ભાગ્ય મારાં કે તમારા પગલાં મારે આંગણે થયાં.
૮ આવો – આવો.

[ બધાં અંદર જાય છે. એક ઓરડામાં અડધ ભાગમાં મોટી સાદડી પાથરેલી છે ને બે તકિયા છે. અડધમાં એક ગોળ ટેબલ ને ત્રણ સાદી ખુરશી છે. ટેબલ પર ભાગવતનો મોટો ગ્રંથ છે. ભીંત પર શ્રી રણછોડરાય તથા શ્રી નાથજીનાં મોટાં ચિત્રો છે – તથા યદુવર્મા મહારાજની છબી છે. સામે એક મધ્ય વયના પુરુષની–ગોદાવરીના પતિની–છબી છે.

**ગોદાવરી**

બેસો બહેન –

[ કહી ખુરશી બતાવે છે. ]

**ચમેલી**

ના – અમે તો અહીં હેઠે જ બેસીશું.

**ગોદાવરી**

અરે બહેન – તમે અંગ્રેજી ભણેલાં ને તે વળી ભોંય પર સાદડી પર ફાવે. ઉપર બેસો.

**હરિણી**

તમારી સાથે કાંઈક વાત કરવી છે તે નીચે જ બેસીએ.

**ગોદાવરી**

ભલે ત્યારે – લો – બહેન રાખો – હું ચાહ મૂકું.

**હરિણી-ચમેલી**

ના, ના. હમે કાંઇજ નહિ લઈએ.

**ગોદાવરી**

અરે બહેનો તમે મોટાં ઘરનાં – એટલું તો લો – નહિતો લાવો – પપૈયાં સમારી લાવું.

અમેલી

હમારે કશી ઈચ્છા નથી. ગોદાવરી બહેન, તમે બેસો — વાત કરીએ.

ગોદાવરી

જેવી મરજી બહેન. અમે ગરીબ રહ્યાં, તમે મોટાં.

હરિણી

તમે ઓછું ન લાવો. વળી બીજી વાર થઈ રહેશે.

ગોદાવરી

સારુ બહેન શું કામ છે.

અમેલી

આ હરિણી બહેન મારા સહિયર છે. અમે બેઉ સગી બહેન જેવી જ છીએ. એમને તમને ખાસ મળવાની ઈચ્છા થઈ.

ગોદાવરી

હા, બહેન, તમો કહો તે કરું.

હરિણી

હા, બહેન, આ મહારાજને ત્યાં તમે જાઓ છો. તે — છે — કોણ ?

ગોદાવરી

ઓ — રે બહેન. આખી દુનિયા પગે પડે છે ને તમો નથી જાણતાં, એતો સાક્ષાત — કૃષ્ણાવતાર જેવા છેઃ—

અમેલી

[ તોછડાઇથી ] એતો ઠીક—

ગોદાવરી

[મ્હોં ચડાવી] બહેન, હમે તો ભક્તિવાળાં તે—

હરિણી

ખરું છે. ગોદાવરી બ્હેન—હમે જરા ભણેલાંને, તે, તમારા જેવી ભક્તિ કે શ્રદ્ધા નથી હોતી—પણ હમને જોવાની – જાણવાની – સમજવાની – શીખવાની આકાંક્ષા હોય છે.

ગોદાવરી

હા—બ્હેન—તે મહારાજ તો મોટા ગુરુ છે. તમને બધું જ એ શીખવશે.

ચમેલી

એ તો જોઈશું! પણ આ હરિણીને વિચિત્ર જિજ્ઞાસા જાગી છે.

ગોદાવરી

[સહેજ મલકાઈ] હા—બ્હેન હોય; મહારાજના ચમત્કાર જ એવા છે.

હરિણી

એ ક્યાંના છે?

ગોદાવરી

કોઈ—આમ—આબુજીથી આવેના કહે છે.

ચમેલી

એમનું વતન કીયું?

ગોદાવરી

કોણ જાણે બહેન.

હરિણી

એમણે ક્યાં શિક્ષણ લીધું ?

ચમેલી

કાશીમાં શાસ્ત્રોનો અભ્યાસ કરેલો કે બીજે —

ગોદાવરી

હું – તો કાંઈ જાણુતી નથી બહેન.

ચમેલી

એ તે કાંઈ હોય – તમારે છાનું રાખવું હશે ?

હરિણી

હોય બહેન – એમના ભક્ત એટલે એમની આજ્ઞા સિવાય કાંઈ નહિ કહે ?

ગોદાવરી

[ચમકારા સાથે] બહેન હવે ખરું કહ્યું. ગુરુની આજ્ઞા વિના ગુરુની ચર્ચા હું કોણુ કે કરું, પણુ તમે કહો તો તેમને પૂછું ?

હરિણી

હા – કશી જ હરકત નથી.

ચમેલી

મારે નામે કશું પૂછતાં નહિ – મને જરાયે ઈચ્છા નથી.

ગોદાવરી

તમે તો બહેન બહુ અંતડાં છો. હરિણી બહેન તો કાંઈ બોલે પણુ ખરાં.

ચમેલી

મને તો ' મહારાજ ' નામે સૂગ છે.

ગોદાવરી

[કાને હાથ દઈ] પ્રભુ – પ્રભુ – ભગવાન તમારું રક્ષણ કરે. બહેન......મહારાજ – ગુરુ, વગર તે મોક્ષ હોય !

ચમેલી

તે આ તમને મોક્ષે પહોંચાડશે.

ગોદાવરી

બહેન, તમારે મહારાજની નિંદા કરવી હોય તો હું મારે કામે જાઉં.

હરિણી

ગોદાવરી બહેન, નિંદા નથી.

ગોદાવરી

ત્યારે મશ્કરી કેમ કરો છો !

હરિણી

એમ છે કે આપણા સમાજમાં – શ્રદ્ધાળુઓ કહીયે શાસ્ત્ર – કે ધર્મ – કશુંએ વિવરણની દૃષ્ટિએ વિચારતા નથી.

ચમેલી

ને હમે તો બુદ્ધિપૂર્વક સ્પષ્ટ સમજાય નહિ, તો કશું એ માનવું જ નહિ – એવા મતનાં છીએ.

ગોદાવરી

અરે બહેન – ધર્મમાં બુદ્ધિ શી વળી !

ચમેલી

તે તમને નહિ સમજાય.

ગોદાવરી

[રિસાઈને] હા – બહેન હમે તો અજ્ઞાન – અંગ્રેજી નહિ ભણ્યાં તે કેમ સમજીએ ?

હરિણી

એવું નથી – તમે પણ સારી રીતે સમજો. પણ ફક્ત તમને 'શ્રદ્ધા'ની ભક્તિ છે.

ચમેલી

ને હમને તો બુદ્ધિપૂર્વક ભક્તિ હોય !

ગોદાવરી

હશે, બહેન, પણ હું તો એમાં કાંઈ ન સમજું. પણ હવે તમને કામ હોય તે કહો. હું તો એમની સેવા કરું છું.

હરિણી

ગોદાવરી બહેન, હું મહારાજની કથામાં ગઈ હતી. ને શેષ દર્શન પણ મેં જોયા હતાં. તમારા મહારાજ —

ગોદાવરી

[આંખ ચમકાવી] મારા મહારાજ તે શીદ કહેતાં હશો, બહેન ! તો તમારાયે નહિ – કે.

ચમેલી

ના જરાય નહિ. તમે તો ઘેલાં થયાં છો.

ઓદાવરી

[આંખો ફરીથી ચમકાવી] ને તમેય થશો !

હરિણી

વારૂ, પણ જુઓ. મહારાજમાં કાંઈક જ્ઞાન છે ને હમેં કૉલેજમાં જનારાને તો જ્ઞાન ચર્ચાનો શોખ – એટલે હમારે જાણવું છે કે મહારાજને કેટલાક મિત્રમંડળ – વિદ્યાર્થીઓ મળવાનો – ને હમે મળી વાર્તાલાપ કરીએ.

ગોદાવરી

હું તો તમારી વિનંતિ મહારાજશ્રીને ચરણે ધરું.

ચમેલી

એ ચરણે બરણે કશું નહિ – કાને સંભળાવવાની.

ગોદાવરી

બળ્યું બહેન. તમે તો આમ તોછડાઈ રાખશો તો શું થશે ?

ચમેલી

કેમ શું થાય ?

ગોદાવરી

અરે બહેન, સંસારમાં તો મધ જેવી જીભ રાખીએ તો નભીએ !

ચમેલી

હા – અને મનમાં જોઈએ તેટલું ઝેર રાખીએ તો ય નભે !

ગોદાવરી

હા – બહેન – એતો જે રાખે તેનો દોષ – હું તો જુવોને દસ વરસથી વિધવા થઈ – ચાર ચોપડી ભણી હતી – તે

રસોઈ કરવા રહીને ઘરમાં છોકરાં ભણાવતી — પછી નહિ ફાવ્યું.

હરિણી

કેમ નહિ ફાવ્યું.

ગોદાવરી

જાણોછોને બ્હેન, પુરુષ તો નિરાધાર બાઈ તરફ કેમ વર્તે. જેમ તેમ કરી — છૂટી.

હરિણી

પછી શું થયું !

ગોદાવરી

વિધવા આશ્રમમાં રહી. ને ફાઈનલમાં પાસ થઈને ઈન્સ્પેકટર સાહેબનું ભલું થજો કે રોટલો આવ્યો.

ચમેલી

[ટકોર કરી]ને તમને જ બધાંમાંથી કેમ પસંદ કર્યા.

ગોદાવરી

સારા માર્ક હતા વળી.

હરિણી

બીજા કોઈના નહોતા.

ગોદાવરી

લો, તમને તો બધીએ પૂછપરછ — એતો મને સુઘડતાની બહુ ચીવટ ને શરીર પણ સુદઢ સાચવેલું ને બધી રીતે નિયમ પાળેલા ને પ્રભુની સેવા કરેલી તે ફળી.

ચમેલી

[ટોળમાં] કાંઈ ઈન્સ્પેકટર સાહેબને રાજી કરવા કશું આપવું પડેલું કે નહિ ?

ગોદાવરી

મારા ગરીબ પાસે શું હોય? પણ – હા – કોઈ દિવસ તેમને ત્યાં અડચણ હોય ને બોલાવે, તો બે કલાક કામ કરી આવું – કહો બહેન, કોઈનું કામ કરે – મન રાખે – કાંઇ શરીર ઘસાઈ જાય છે!

ચમેલી

[ટકોરના અવાજે] ના રે – જેમ શ્રમ પડે તેમ શરીર તો સારું રહે.

હરિણી

લો – હવે જઈએ. તમે જરા મહારાજને પૂછી રાખજો ને અમને જાણ કરજો.

[ બેઉ જાય છે. ગોદાવરી કેડે હાથ મૂકી, કૌતુકથી જોતાં, ઊભી રહે છે. ]

# પ્રવેશ ૯ મો

[સુંદરલાલના મકાનનો એક ઓરડો, સુંદરલાલ હીંચકાપર બેસી મહેતા સાથે કાંઈ કાગળિયા વાંચતા જણાય છે– સામે સૉફા– પર વિન્યા બહેન કાવ્ય દોહનમાંથી નરસિંહ મહેતાની કાંઈ કડિયો ધીરે ધીરે બોલતાં સંભળાય છે.]

**સુંદરલાલ**

આ જંગબારના કાગળમાં કમરશી શેઠે લવીંગ બાબત બધી વિગત લખી નથી. સાથે બીજા કવોટેશનમાં ફેર છે. તેમને ફરી કેબલ કરી પૂછાવો.

**મહેતાજી**

હા – જી. આપ લખાવો તેમ લખીએ.

**સુંદરલાલ**

હવે અઢાર વર્ષ થયાં એટલુંયે નહિ કરો.

૯

મહેતાજી

સાહેબ, કાંઈ રહી જાય – કાંઈ ફેર થાય?

સુંદરલાલ

ઠીક, કરી લેજો એ તો – હવે – આ સોલીસીટરનું શું આવ્યું છે.

મહેતાજી

અળસીના સોદાની ડીલીવરીના કેસ બાબત બેરીસ્ટરોની કોનફરન્સ રાખી છે તે આપને – ત્યાં કાગળિયાં તથા ચોપડા સાથે બોલાવ્યા છે.

સુંદરલાલ

લો – તેમાં કોનફરન્સ! નવરા ઝભાવાળાને જે બે ગીની મળી તે ખરી – ને સોલીસીટરો તો જળો જેવા છે. વળગે તેને ચૂસી જ લે.

મહેતાજી

ત્યારે નહિ જઈએ!

સુંદરલાલ

ના એમ નહિ – તમે તારિખ બદલાવવાનું ગોઠવજો.

મહેતાજી

હા – જી હું કહી આવીશ.

સુંદરલાલ

ના – ના લેખિત આપજો. નહિતો વળી ગળે વળગશે, ને જુઓ મહેતાજી આ અળસીવાળા કેસમાં સામાવાળાના મુનિમ ને તો તમે ઓળખો છો ને?

મહેતાજી

હા – જી હમારે તો અવર નવર મળવાનું થાય.

સુંદરલાલ

અવર નવર – શું – તમે બેઉ રામચરણની હોટલમાં રોજ મસાલાનું દૂધ લો છો તે મને ખબર છે.

મહેતાજી

હા – જી – જરાક –

સુંદરલાલ

કાંઇ નહિ. તમે બે પાંચ ખરચ થાય તો પરચુરણમાં લખજો પણ ખાનગી સમાધાન રીતે પતાવટ થાય તેમ ગોઠવજો. આ તો બેઉને કોર્ટ ને સોલીસીટર ખાઈ જશે તેમાં લાભ નથી.

મહેતાજી

મેં તો શેઠ પ્રથમ કહ્યું હતું, પણ આપે –

સુંદરલાલ

તે તો થયું – પણ હવે વિચાર કરીએ.

મહેતાજી

જી. રજા લઉં છું. [જવા કહે છે]

વિજ્યા બહેન

મહેતાજી તમે ગઈ વખતે સૂકો મેવો મોકલાવેલો તે ઠીક નહોતો, જરા કાળજી રાખીએ.

મહેતાજી

તપાસીને મંગાવ્યો હતો!

સુંદરલાલ

તમે જાતે નહિ ગયા હો.

મહેતાજી

એમ થયું કે—

વિજયા બહેન

મેં નહોતું કહ્યું કે મહેતાજીએ નોકર પાસે મંગાવી લીધેલો.

સુંદરલાલ

ખુલાસાની જરૂર નથી. હવે જાતે જ જજો કે પૈસા બરબાદ ન થાય.

[ મહેતાજી જાય છે. ]

વિજયા બહેન

એક ભજન મંદ સ્વરે ગાય છે.

ભજન

ગોવીંદ પધારો મુજ ગામડે રે લોલ.
ગામડે ગવાય તમ ગાનજો; ગોવીંદ.
ઝૂંપડી હમારી પ્રભુ છાજની રે લોલ.
બનશે વૈકુંઠ સમ ધામજો; ગોવીંદ.
દૂધલડાં દોહી ગોરી ગાયનાં રે લોલ.
પાશું ભરી ભરી પાત્ર જો; ગોવીંદ.
ઢેબરાંને ઘેંશ રૂડી રાબડી રે લોલ.
ધરશું, મ્હેંમાની નિર્દોષ જો. ગોવીંદ.

ભાવના ભૂખ્યા પ્રભુ ભાવતા રે લોલ.
પ્રીત થકી નિત્ય ધરું ધ્યાન જો. ગોવીંદ.
હઈડાં ધરીશું પ્રભુ ચરણમાં રે લોલ,
દેશું કંઈ સ્નેહ–સન્માન જો. ગોવીંદ.
ગોકુળપતિ વહેલા આવજો રે લોલ.
જુવે વ્રજ બાળા વાટ જો, ગોવીંદ.

[ ગોકુળદાસ દ્વા. રાયચુરા ].

**સુંદરલાલ**

તમને આવાં ભજનનો શોખ ક્યારનો થયો.

**વિજયાબહેન**

લો. તે, ભજન ગાવામાં કંઈ પાપ હશે તે.

**સુંદરલાલ**

ના રે, આપણું જૂનું સાહિત્ય બહુ જ સુંદર હતું.

**વિજયાબહેન**

હતું કેમ! છે–મીરાં ને નરસિંહ મહેતા જેવાં ગીતો કોણ રચી શકે છે.

**સુંદરલાલ**

દયારામને કેમ વીસરી ગયાં!

**વિજયાબહેન**

એતો શૃંગારી છે.

**સુંદરલાલ**

[મીઠી આંખ કરી] ને તમને ક્યાં શૃંગાર વહાલો નહોતો!

વિજયાબહેન

[ભ્રમર ફરકાવી] યુવાનીમાં સૌને હોય પણ તમને તો હજીય ઓછો નથી થયો!

સુંદરલાલ

તેમાં જ આપણું જીવન ઉલ્લાસીત છે. ને છોકરાં રસ-ભાવના કાજે અનિષ્ટ વાતારણમાંથી મુક્ત રહી શક્યાં છે.

વિજયાબહેન

પણ તમે તો બેઉ સાથે બધી જ વાતો કરો છો.

સુંદરલાલ

તેમાં તો તેમને સ્વ – ભાન અને સ્વ – માન જાળવવાનું શિક્ષણ મળે છે.

વિજયાબહેન

તમને એક વાત કરવાની છે.

સુંદરલાલ

શું છે?

વિજયાબહેન

પેલા 'યદુવર્મા' મહારાજે શરદ્‌ઉત્સવ ને દિવસે હરિણીના કંઠ અને ગીતની પ્રશંસા કરીને ફરીથી એક બેવાર એમને ત્યાં ગયાં. પાંચેક દિવસપર એમને ત્યાં શેષ – દર્શનમાં હરિણી – તેની સહિયરો અને મિત્રો સાથે ગઈ હતી – પછી હરિણી કહે છે કે એને મહારાજને ત્યાં ફરી જવું છે.

સુંદરલાલ

શું કહ્યું ?

વિજયાબહેન

હા – એ અને ચમેલી – બેઉ ગોદાવરી ને મલી આવ્યાં ને પછી ગોદાવરી ગઈકાલે આવી, મહારાજે તેમને પરમ દિવસે બપોરનાં સંગીત રાખ્યું છે તેનું નિમંત્રણ આપી ગઈ.

સુંદરલાલ

તમે શું કહ્યું !

વિજયાબહેન

મે કશું કહ્યું નથી. પણ હરિણીએ કહ્યું કે જવું જોઇએ. એને જવાની ઘણી ઉત્કંઠા છે. મેં ખાસ પૂછ્યું.

સુંદરલાલ

એણે કારણ કહ્યું ?

વિજયાબહેન

હા – હરિણી કહે છે કે એ 'યદુવર્મા' સામાન્ય માણસ નથી. પણ એનામાં કાંઈક વિશિષ્ટતા વિશેષતા છે. તે બધી તેને પારખવી છે.

સુંદરલાલ

એ એકલી જાય તે તમને ઠીક લાગે છે.

વિજયાબહેન

એકવીસની થઈ, ને વ્યાયામથી કસાયેલી છે. જીઉજીટસુ [ Jiujitsu ] પણ શીખી છે. ને ખંજર – સ્વરક્ષણમાં ઈનામ પણ મેળવ્યું છે. એને જતી –

સુંદરલાલ

પણ મને ઠીક નથી જણાતું — એના મિત્રમંડળ સાથે જાય તે ઠીક.

વિજયાબહેન

તે તમે જરા કહેજો ને! હું ચમેલીને કહેવડાવીશ.

સુંદરલાલ

વારુ — પણ તમે જાણો છો કે 'નવલિકા' લક્ષ્મીજી થઈ હતી.

વિજયાબહેન

ના — રે!

સુંદરલાલ

તમારે જરા તમારી માસીને ત્યાં જઈ માહિતી રાખવી જોઈએ. એ બિચારાં ભકતાણુંમાંથી પરવારતાં નથી, ને નવલિકાને સારા વરની લાલચે કાંઈ અનિષ્ટ પણ થઈ જાય?

વિજયાબહેન

હું જઈ આવીશ પણ તમે દિલરૂબા વગાડો. મારે કેદારો સાંભળવો છે.

[ સુંદરલાલ દિલરૂબા લઈ વગાડે છે. ]

કેદારો

રામનામકી ચોટ બડી હે,
રામ સભામેં હરિજન બૈઠે;
કોન બડે, કો છોટ બડે હે.....ધૃ.
શરણ ગયે પ્રભુ કાઢત નાહિ,
મીટત લોહકી ખોટ બડી હે,
તુલસીદાસ પારસ કે પરસે.
મીટત લોહકી ખોટ બડી એ......ધૃ.

## પ્રવેશ ૧૦ મો

[એક નાનું મકાન – દાદર પર ચઢતો યુવાન. યુવાન ઉપર જઈ એક ઓરડાની સાંકળ ખખડાવે છે. બારણું ઊઘડે છે. એક યુવતી બહાર આવી હસી પડે છે.]

**યુવતી**

ઓહ – સુમનભાઈ, તમે કાંઈ બહુ દિવસે !

**સુમન**

કેમ ! તેમાં નવાઈ શેની – નવલિકા—

**યુવતી**

અંદર તો આવો કે બહારથી જ વિદાય લેવી છે.

**સુમન**

[ટોળથી] અરે બહેન, તારા 'મંદિર'માં પ્રવેશ કરવો કંઈ સહેલો છે.

નવલિકા

વળી એ શી લવરી છે.

સુમન

તું 'લક્ષ્મીજી' થઈ. હવે તું જ્યાં રહે તે 'મંદિર', ને વદે તે 'વચનામૃત'.

નવલિકા

ઓરે – તમે તો પેલા શેષ – શયનની વાત સાંભળી હશે.

[ખડખડાટ હસે છે.]

સુમન

હાસ્તો, હવે કાંઇ મણા રહી – આટલો તો કિલકિલાટ છે.

નવલિકા

ઉંહ – આ વાત તે વરંડામાં થાય ?

સુમન

બારણાની વચમાં ઊભા રહેવું તે, કાંઇ અંદર શી રીતે અવાય.

નવલિકા

[અંદર જઈ] ઓ – હો – તે એમ જરા અડકાત તેથી કાંઇ હું 'સતી' ઓછી–ન–થઇ જાત.

સુમન

[હસી] તું કાંઇ બહુ બોલતી થઇ ગઇ છે ને.

નવલિકા

તમારી સાથે તમારા જેવું જ શિખાયને !

સુમન

[કટાક્ષમાં] હમારા જેવું શીખી હોતતો વળી મહારાજને ચરણે બેસત કે.

નવલિકા

અરે વાત જ પૂછો નહિ ને?

સુમન

કેમ?

નવલિકા

કેમ એ તો બા સાથે લઈ ગઈ ને એને તો ધર્મ ઘેલછા છે, ને વળી બાના મનથી એમ કે એવી રીતે મારું આકર્ષણ-થાય તો કોઈ સારો—સમજો છો ને? [ટચાકા ફોડી] આમ મળી જાય.

સુમન

તે તને પરણાવવાની એટલી ઉતાવળ શી છે!

નવલિકા

ઓય બા. સોળના થયાં-ક્યાં સુધી કુંવારા રહીએ! [ચાળો કરી] "દીકરી મોટી તે તો સાપનો ભારો-એતો ખૂટે બાંધેલી સારી" [ટહેકારમાં હસી] કેમ બરાબર કેની—

સુમન

વાહરે, તને ડોસીઓના બોલ તો ઠીક આવડે છે!

નવલિકા

ને તેમના જેવા હાથ ચાળા પણ, ખરા કે નહિ!

સુમન

બધું જ-ને નવલી-તું તો મોટી અભિનેત્રી થઇ જઇશ.

નવલિકા

મને તો તે જ હોંસ છે.

સુમન

શું–Ellen Terry–એલન ટેરી–થવું છે.

નવલિકા

અરે એતો જૂના જમાનાની !

સુમન

ત્યારે.

નવલિકા

મારે તો [Anna Pavlova] એન્ના પેવલોવા ને [Norma Shearer] નોરેમા શીરર–બેઉનું મિલન કરી રંગભૂમિને ચમકાવવી છે.

સુમન

[આંખ મચકાવી] તારાં બાને કહ્યું હશે?

નવલિકા

ઓરે! એ તો–જાણેતો–વિષ્ણુ જાપ જપે ને દેવીની બાધા લે.

સુમન

તો પછી આ બધું થશે શી રીતે!

નવલિકા

જો–વું છે! જુવો આમ!

[ઊભી થઈ અંદર જઈ નૂપુર પહેરી લાવી નૃત્ય કરે છે. નૃત્યના નૂપુર રણકારમાં મધુર સંગીતની ધૂનથી સ્થાન ગૂંજી રહે છે, સાથે સુમન ઝીણા સ્વરે ગાય છે.]

ચમન

ચૈન નાં હિ દીન રેન પરે,
જબસે તુમ નૈન નેક નિહારે...ધ્રૂ.

ઘરકે કાજ બિસાર દીપે બ્રિજ.
રાજમેં લાજ સમાજ બિસારે.
તન મન ધન સબ તુજ ચરનમેં
બાંટ પકરકી લાજ હાથ તોરે–...ધ્રૂ.

નૃત્ય પૂરું થતાં રણકાર ઓસરી જાય છે. સુમન આનંદથી ઊભો થઈ નવલિકાનું માથું સ્નેહે છાતી પર લઈ વાળ પંપાળી કપાળમાં ચૂંમી લે છે.

સુમન

નવલી, બહેન, તું આટલું સુંદર ક્યાં શીખી ?

નવલિકા

સુમનભાઈ! જુઓને તમે ગયે વર્ષે મારી વર્ષ ગાંઠે જે રૂપિયા આપ્યા હતા, તેમાંથી મેં પાંચ ચોપડી મંગાવી ને ત્રણ મેગેઝીન મંગાવ્યા છે, ને તમે મને એ વખત જોવા લઈ ગયેલા તે ભૂલી ગયા—

સુમન

ને એટલું જોયુ ને પછી ચોપડીમાં જોઈ શીખી !

નવલિકા

હું–અં-એ તો અમારી આવડત જ એવી —

સુમન

ખરી ઉત્સાહી છે, તું તો – હવે મારે તારી બાનું કામ છે.

નવલિકા

તે તો બહાર ગયાં છે – વળી, તે હોય તો આમ નચાય કે ?

સુમન

નં હિકે ? ત્યારે આ પ્રયોગ ક્યારે કરે છે ?

નવલિકા

એ જ ખૂબી છે ને ! એ કાંઈ કહેવાનું નહિ – ભાઈ—

સુમન

સારું, ના કહેતી. પણ હવે – તારી બાને ક્યારે મળું.

નવલિકા

શું છે ? મને જ કહોને હું કહી દઈશ. અરે – પણ હું તો તમને ચા કે ખાવાનું આપવાનું તો ભૂલી જ ગઈ.

[ અંદર દોડી જાય છે, થોડી વારે ટ્રેમાં ચા – ખાવાનું લાવી ]

— લો જરા અજમાવો તો ખરા કે આ ઘૂઘરા કેવા છે !

સુમન

સારા છે.

નવલિકા

ને આ કચોરી.

સુમન

જરા તીખી છે.

નવલિકા

હોયસ્તો. હું ઓછી 'તીખી' છું.

સુમન

શું કહે છે – તું તો ગળી મધ જેવી છું.

નવલિકા

એ તો જેની સાથે જ્યારે જેવા થવું હોય તેવા થઈએ – સમજ્યા.

[ સુમનનું માથું પકડી હસીને બેઉ હાથે હલાવે છે. ]

સુમન

ઓ પ્રભુ – તું આટલો બધો જૂલમ કેમ કરે છે.

નવલિકા

ત્યારે તમે કપાળે ચૂંમી લીધી તેનું શું ?

સુમન

ગાંડી રે ગાંડી !

નવલિકા

તે હમારાથી મોટાભાઈને તેવું ન થાય, તે માથું હચમચાવી વહાલ કરીએ, સમજ્યાં !

સુમન

ઠીક – હવે સાંભળ.

નવલિકા

ના.

સુમન

કેમ.

નવલિકા

તમે શું કહેવાના છો તે હું જાણી ગઈ છું.

સુમન

શું.

નવલિકા

કે પેલા મહારાજને ત્યાં જઈશ નહિ ?

સુમન

ન જાય તેમાં ખોટું શું છે ?

નવલિકા

હું તો જવાની ને જઈશ —

સુમન

વાહરે !

નવલિકા

[ આંગળી ઊંચી કરી ] જરા સમજો. મારે એની પાસેથી એની કાંઈક કળા જાણી લેવી છે, કે એ કેવી રીતે પ્રેક્ષક અને શ્રોતાજનને મુગ્ધ કરે છે – કે મને મારા 'art'માં મારી કળામાં સહાયતા થાય —

સુમન

તે એમ તને કહેશે.

નવલિકા

કોઈ કહેતું હશે ! તમે પણ ભલા છો તો !

સુમન

ત્યારે.

નવલિકા

એતો જોજોને હું સમજી લઇશ. લ્યો ત્યારે એટલું જ કહેવું હતું ને !

સુમન

ના–ના હું તો એમ–જાણવા અને કહેવા આવ્યો હતો કે, એ મહારાજે પરમ દિવસે શનિવારે બપોરે સંગીત રાખ્યું છે. ફક્ત કેટલાક કેળવાયલા યુવાન વર્ગને જ નિમંત્રણ આપ્યું છે.

નવલિકા

તમારી ચમેલી તો હશે જ તો !

સુમન

હાસ્તો.

નવલિકા

એતો ભમરાને કમળ પાછળ ભમવાની ટેવ !

સુમન

તું તો હવે બહુ એડવાન્સ–advance–થઈ ગઈ–તારી બાને કહેવા દે !

નવલિકા

જો જો–બોલતા ? નહિ. તો હું ઈ–ટા કરીશ.

સુમન

સારું પણ. તું જરૂર આવજે.

[ કહી જાય છે. નવલિકા એકદમ ગંભીર થઈ જોઈ રહે છે. ]

# પ્રવેશ ૧૧ મો

[ મહારાજનું 'કૃષ્ણ ભવન'—એક વિશાળ ખંડમાં ગાલીચો પાથરેલો છે. એક ભીંત આગળ નાની મલમલની ગાદી ને મોટો તકિયો છે. વચમાં રેશમ મસ્લીનના નાના મોટા કુશન પડેલા છે. વચમાં બીન–સિતાર–દિલરૂબા–સારંગી–વીણા તબલાં–જળ તરંગ વગેરે મૂકેલા છે. મહારાજની ગાદી પાછળ ભીંતના ગોખલામાં સરસ્વતીની સુખડની મોટી મૂર્તિ ગુલાબના ફૂલના હારથી શોભી રહી છે. તેના ઉપર મોટા ફ્રેમમાં શ્રી કૃષ્ણ ગોપીઓને મોરલીનાદ સંભળાવે છે, તેનું સુંદર ચિત્ર છે. જમણી ભીંત પર એક મોટા લાંબા ફ્રેમમાં સંગીત અને નૃત્ય પ્રેમી વચ્ચે નૃતિકાનું ચિત્ર છે.—ડાબી ભીંતમાં સાધુઓની ભક્ત મંડળીના ભજનનું ચિત્ર છે. સામેની ભીંત પર પૃથુરાજ સંયુક્તા—તથા વિશ્વામિત્ર—મેનકાના બે ચિત્રો છે.

જાનકીદાસ અને ગોદાવરી આવે છે. આમતેમ જુએ

૧૧ છે અને ફરે છે. ]

ગોદાવરી

બહુ સારી રીતે ગોઠવાયું છે નહિ ?

જાનકીદાસ

તમારી વ્યવસ્થામાં કસર કેમ હોય ?

[ મીઠાશથી જુવે છે. ]

ગોદાવરી

[ મ્હોં મલકાવી ] તે બધું મહારાજ અને તમારા જ પ્રતાપ છે.

જાનકીદાસ

ગોદાવરી બાઈ, તમારામાં જ કાંઈ તત્ત્વ છે.

ગોદાવરી

ગુરુના આશીર્વાદ ને પૂજારીની કૃપા વિના તત્વ હોય તે પણ નિર્થક થઈ પડે.

જાનકીદાસ

તમો સાચું કહો છો, પણ, લો, ખરું કહું, મહારાજશ્રીએ તમારું યોગ્ય પારખું કરેલું, હોં ?

ગોદાવરી

[ મલકાઈને ] મહારાજશ્રી તો સર્વજ્ઞ છે. બધાના ભાવ જાણે છે.

જાનકીદાસ

[મીટ માંડી] તો તમે પણ કયાં જ્ઞાની નથી. મારા જેવા કાંઈકના ભાવ જાણી શકો તેવાં છો.

ગોદાવરી

[મલકાઈ] હમે તો ભોળાં બૈરાં.

જાનકીદાસ

ભોળાં જન જ પ્રભુને પ્યારાં છે.

ગોદાવરી

[સહેજ નિસાસો નાખી] હશે ભાઈ ?

જાનકીદાસ

કેમ ઉદાસ થઈ ગયાં.

ગોદાવરી

નારે, ભાઈ, શું કરવા. મહારાજશ્રી જેવા ગુરુ છે. તમારા જેવા વડીલ ભક્તો સ્નેહ રાખે છે, પછી ઉદાસી રહે જ નહિ.

જાનકીદાસ

[કચવાઈ] મને વડીલ કહો છો ? હું તો તમારા જેવડો જ છું હો.

ગોદાવરી

પણ મહારાજ શ્રી પાસે તમારું સ્થાન મોટું.

જાનકીદાસ

[મીઠી નજરે] પણ તમારી પાસે મારું શું સ્થાન છે તે તો કહેશો ?

ગોદાવરી

ગુરુના શિષ્ય મિત્રોનું હોય તે જ તો

જાનકીદાસ

[સહેજ પાસે જઈ] બસ–સગોવડિયા સાથીનું નહિ !

ગોદાવરી

[ આંખો વિકાસી ] હું તો કાંઇ સમજતી નથી.

જાનકીદાસ

મને સમજાવવા દેશો – ગુરુ દીક્ષા –

[ મહારાજશ્રી એક તરફથી પડદો ખસેડી અંદર આવે છે ]

મહારાજ

કોને ગુરુ દીક્ષા આપો છો. જાનકીદાસજી.

જાનકીદાસ

[ સહેજ ગભરાઈ સ્વસ્થ થઈ ] પ્રભુ ! ગોદાવરી બાઈ આપના ચર્ણે બેસે છે, છતાં ઉદાસી રહે છે, તેમને આશ્વાસન આપતો હતો કે યોગ્ય સમયે આપની કૃપા થશે જ !

ગોદાવરી

હું તો મહારાજનું ચોવીસે કલાક ધ્યાન કરું છું.

જાનકીદાસ

ધન્ય છે ! ધન્ય છે !

મહારાજ

ગોદાવરી બાઈ – ઈષ્ટ પ્રભુનું ધ્યાન ધરો. હું તો કેવળ પ્રભુની કૃપાનો વાહક છું. તેની પ્રેરણા જ મને આજ્ઞા છે.

જાનકીદાસ

જય – જય – આપની દયા વિના અમ જેવાને ક્યાંથી આવો પ્રસંગ સાંપડે.

મહારાજ

[ આસપાસ જોઈ ] સર્વ તૈયાર છે કે !

ગોદાવરી

હા – જી, છત્રીસ વાનીના થાળ તૈયાર છે.

જાનકીદાસ

સંગીત અને નૃત્યના સાજ મેળવી રાખ્યાં છે.

મહારાજ

વાહ. તો જરા, જાનકીદાસજી આપ જ કાંઈ ગાઈ બતાવો.

[ જાનકીદાસ પિછોડી પાસે મૂકી. આલાપ લે છે, મહારાજ – સીતારમાં સૂર આપે છે. ગોદાવરી મુગ્ધ હોય તેમ જોઈ રહે છે. જાનકીદાસ વૃજબિહારીનું ગીત ગાય છે.

કાફી

ખેલત કિષ્ણ કુમાર રે.
એ બ્રિજકે હો કનૈયા....　　...ધ્રૂ.

સબ સખીયન મીલ મીલ નાચ ગાવત,
બાજત મૃદંગ સીતાર સીતાર રે.
એ બ્રિજ કે હો કનૈયા,　　...ધ્રૂ.

[ મોટા બારણાં ઊઘડે છે અને યુવક યુવતીઓ આવે છે, તેમને ગોદાવરી ઈશારાથી મૌન રહેવા સમજાવે છે ને મહારાજ સ્મિત કરી–હાથ વતી ગાદી – કુશન બતાવી બેસવા સૂચવે છે. બધાં ગોઠવાઈ જાય છે]

[જાનકીદાસનું ગીત ચાલુ છે. ]

દુર્ગા

ફૂલ રહી બેલરિયાં ડોલે,
બોલે કોયલિયાં અંબા વાંકી ડાર
ભાંતિ ભાંતિ કે વૃક્ષ મુલત હે
પિયુ પિયુ કરત પુકાર પપૈયા
રૂત બસંત લો ખીલી બહાર...

[ગાયન પૂરું થતાં મહારાજ સર્વે તરફ આકર્ષક દ્દષ્ટિ નાખે છે]

મહારાજ

ગોદાવરી, આ મહેમાનો તો બસ તમારા જ કહેવાય. એમને રીઝવવા તમે શું કરશો ?

ગોદાવરી

આપની આજ્ઞા;

મહારાજ

સુમનલાલ, તમે વિજ્ઞાનના વિશારદ છો એમ સાંભળ્યુ છે – તો તમે સૂચના કરો.

સુમન

જી. વિજ્ઞાની સંગીતમાં શું સમજે !

મહારાજ

અરે – અરે – એ શું કહ્યું, વિજ્ઞાન અને સંગીતનો તો અમુલ્ય અને અનિવાર્ય યુતી છે.

સુમન

શું કહ્યું આપે.

મહારાજ

હા – શબ્દ – સ્વર – સૂર – સમય – સ્થાન એ સંગીતની સિદ્ધનાં પંચ તત્ત્વો છે. એ તત્ત્વો સમજી યોગ્ય રાગ શાસ્ત્રીયતા પ્રમાણે સાચી રીતે અનુકૂળ કંઠે ગવાય તો અદ્‌ભૂત કાર્ય સાધી શકાય.

ચમેલી

[મજાકથી] જેવાંકે વશીકરણ ?

[બધા જરા સ્તબ્ધ થાય છે.]

મહારાજ

[સ્વસ્થતાથી] હા, જરૂર પણ એતો અસામાન્ય વિદ્યા છે – એને સંગીતની જરૂર નથી.

હરિણી

તે એ શું છે ?

મહારાજ

પ્રત્યેક વ્યક્તિમાં વિદ્યુત હોય છે. તેને ઓળખી – કેળવી એક વ્યક્તિ અન્ય વ્યક્તિની વિદ્યુત સાથે મેળવી શકે તેટલી શક્તિ પ્રાપ્ત કરે એ જ સરલ નિયમ છે.

સુમન

આપે આ શક્તિ સારી રીતે કેળવી હોવી જોઈએ.

મહારાજ

[ખડખડાટ હસી] મને તો અનાયાસે પ્રાપ્ત થઈ છે !

નવલિકા

તેથી જ શિક્ષિત અને સામાન્ય જનતા આપના પ્રત્યે આકર્ષાય છે નહિ ?

મહારાજ

[ નવલિકા સામું ચમકતી આંખે જોઈ ] આકર્ષણ શાસ્ત્ર તો અનેરું છે. સમજી નવલિકા.

ચમેલી

[કટાક્ષથી] એવાં બીજાં કોઈ શાસ્ત્ર હશે કે ?

મહારાજ

હા – અનેક છે. આર્યવૃતના ઋષિઓ અને જ્ઞાનીઓએ તે સંપાદન કર્યા હતાં અને પ્રતિપાદન કર્યા હતાં, આંતર–દર્શન [ television ] અને સ્વર – ગમન – [ radio ] કેળવ્યાં હતાં, અને વિશેષ તો દિવ્ય ચક્ષુ પણ પ્રાપ્ત કરી શકયા હતા. આત્માને સંકેલી – લક્ષ્ય પર કેન્દ્રિત થઈ – કાળને ચીરી – મન પર સંપૂર્ણ માહિતી રૂપ ચિત્રપટ આણી શકતા હતા.

મકરંદ

આધુનિક સમયમાં પણ વિજ્ઞાનીઓએ તેવું સાધ્ય કર્યું છે.

મહારાજ

હા – પણ એ સાધના અપૂર્ણ છે. આવી સાધના માનવ કલ્યાણ અર્થે વપરાય તો જ તે સાધના ઇષ્ટ છે. જે સમયથી જ્ઞાનનાં સાધનો સત્તા અને શ્રી–કાજે વ્યક્તિ વર્તુલમાં મર્યાદિત થયાં ત્યારથી જ માનવતા ઓસરી ગઈ. સત્તા અને શ્રી તો

માનવતાની સેવનાનાં સાધનો છે. અને માનવજનતા-ની સૌમ્યતા કાજે જ તેનું અર્પણ હોય તો જ માનવજનતા સિદ્ધ કરી પરમાત્માના માનવ – સર્જનને સાર્થક કરી શકે.

સુમન

મહારાજ આપ તો ' સામ્યવાદ ' કોમ્યુનીઝમ્ [ Communism ] જેવું સ્વીકારો છો.

મહારાજ

હું તો માનવતાવાદ સ્વીકારું છું. સંસ્કારિતાને સોનેથી મઢવાનો માંધાતાઓએ પ્રયાસ કર્યો અને લક્ષ્મીની લાલચમાં જ્ઞાનીઓ અને વીરોએ ' સ્વત્વ ' તજ્યું, ત્યારથી જ માનવતામાં કંગાલિયત અને આત્મીક, માનસિક, આર્થિક દરિદ્રતાનો જન્મ થયો-સામ્યવાદથી જો માનવ જગતની પુનઃ રચના થતી હોય તો મને તે સ્વીકાર્ય છે. પણ મને સમનવયમાં શ્રદ્ધા છે. સંસ્કારિતા અને સમૃદ્ધિ–સર્વ વ્યાપક હોય–તેવાં જ સમાજતંત્ર અર્થ–તંત્ર અને રાજતંત્ર સિદ્ધ કરવાનો આદેશ મને માન્ય છે.

નવલિકા

હું તો થાકી ગઈ – તમે તો જ્ઞાનચર્ચામાં લીન થયા ને હમે સંગીતની ધૂન કાજે આવ્યાં છીએ. સમજ્યા સુમનભાઈ!

જાનકીદાસ

મહારાજશ્રીના અથાગ જ્ઞાનવચનો સાંભળવાનો આવો લહાવો ક્યાંયે મળત નહિ, તે કાંઈ સમજો છો?

મહારાજ

નવલિકા સાચું કહે છે. આજે આ ચર્ચાને સ્થાન ન હોય. વળી આપણે એક પ્રસંગે આવી ચર્ચા કરવા મળીશું.

ગોદાવરીબાઈ તમે ભોજન સામગ્રી મોકલી આપો. પછી તૃપ્ત થઈ સંગીત આરાધીએ–

[ગોદાવરી અંદર જાય છે. ચાર સેવિકાઓ મોટા થાળો લઈને વચમાં મૂકે છે–નાની નાની રકાબીઓ ને ચમચા સાથે સર્વે ચીજો મ્હેમાનોને આપે છે સૌ કાંઈક કાંઈક લે છે. ભોજન સમાપ્ત થાય છે.]

મહારાજ

જાનકીદાસજી, તમે તબલાં લેશો. ગોદાવરીબાઈ તમે નૃતિકાઓને સત્કારો અને સિતારમાં સૂર આપો.

[ચાર નૃતિકાઓ અંદરથી આવે છે અને એક ન્હાનો બારેક વર્ષનો બાલક વચમાં ખંજરી લઈ વગાડે છે. નુપૂરના ઝણકારમાં; નૃતિકાના અભિનયમાં – તબલાના કવચીત ગડગડાટમાં-સિતારના; ઝણઝણાટમાં વાતાવરણ મધુર થાય છે ને શીતળતા અને શાંતિ પ્રસરે છે.]

નૃત્ય ગીત

[ગૌડ મલ્લાર]

રૂમઝૂમ બદરવા બરસે
આલી ઉન બીન જીયરા તરસે,... ધ્રૂ
ચમન કુરવૈ છૂમ છનનનનનન,
નીપુરવા બોલે ઝૂમ ઝનનનનનન;
ઊંચી મહેલીયાં બીછુવા બોલે,
ચલત પવનવા બરસે. ... ધ્રૃ.

[નૃત્યનો પ્રયોગ પૂરો થાય છે.]

મહારાજ

સમજાયું!

હરિણી

વરસાદ આવતો હોય—વીજળીઓ ચમકતી હોય-અને વાદળાં ગાજતાં હોય તેવું કાંઈ હતું.

મહારાજ

હા – આ 'વર્ષાનૃત્ય' હતું અત્યંત પરિશ્રમથી દોઢ વર્ષના અભ્યાસ પછી આ સિદ્ધ થઈ શક્યું છે !

સુમન

અદ્‌ભૂત છે !

નવલિકા

મને આવું આવું શીખવો તો હું તો રોજ આવું !

હરિણી

મારે તો આપના કંઠનું સંગીત સાંભળવું છે.

જાનકીદાસ

અહા – હા – હા, તમે તે નાદ જીરવી શકશો ?

ચમેલી

[મજાકથી] કેમ કાંઇ ખાવાનું તો નથીને !

મહારાજ

હા – સંગીત, આત્માની ક્ષુધા પૂરે છે. અને અદ્વૈતની અમી આપી હૃદયની તૃષા છીપાવે છે.

જયંત

આવી અલૌકિકતા તો સામાન્ય ન હોય !

મહારાજ

સંગીત શૂન્ય જગત એટલે પાષાણુ સમ માનવજનતા –

હરિણી

સાચું છે.

મહારાજ

સંગીત અને નૃત્ય-ચિત્ર અને શિલ્પ – પ્રકૃતિએ સર્જેલાં સૌંદર્યના પૂજન કાજે છે.

મકરંદ

અને સાહિત્ય, મહારાજ !

મહારાજ

જે સાહિત્ય સૌંદર્યની પ્રતિમા હોય તે જ સાહિત્ય અમર છે. જે સાહિત્યમાં અદ્‌વૈતના પ્રેમના નૈસગીક તત્ત્વોના સત્યની ગંગોતરી છે તે જ સાહિત્ય સનાતન છે. તેજ સાહિત્ય માનવતાનો ઉત્કર્ષ સાધી શકે છે. અને – – –

હરિણી

હવે, તમને સંગીતની ઈચ્છા ન હોય તો હું તો જાઉં છું !

ગોદાવરી

નારે બહેન – તે કાજે તો આજે આ સમારંભ છે.

[ મહારાજ બીન લે છે, અને કંઠ રણકે છે. મીઠો મોહક અવાજ પ્રસરી રહે છે. ક્વચીત આંખો બંધ થાય છે. ક્વચીત ઊઘડી તેજ અને મૃદુતાથી ભરાઈ જાય છે – વાતાવરણમાં જાદુઇ અસર થાય છે. ગાયનની વસ્તુ તેમાં સમાયલા આદેશ – તેની કડીઓનું શબ્દલાલિત્ય રાગનો ધ્વની ને કંઠની અનુકૂળ સાધના સંગીતની શક્તિનું પ્રત્યક્ષ દર્શન કરાવે છે. ચકુવમાં મહારાજનુ સંગીત શરૂ થાય છે.]

### ગુનકલી

કમલ મુખકોન દીજો દરશ મૈકો
પાવં પરું હરી વારૂ મૈ તનમન. ધ્રૂ.
બલમા હો મનહર રાહ તકત હું
આવત કાહે નાહિં ગીરીધર મોહન.

[ મહારાજ આલાપ લઇ, સહેજ સ્મિત કરી જોઈ– "જેના પર મોહ લાગ્યા છે–ઈશ્વર જેને, ઈષ્ટ માન્યું છે તે કેમ પ્રાપ્ત થતું નથી, તેની વેદના સાંભળી પણ–શી રીતે પ્રાપ્ત થાય–કૃષ્ણ ક્રિયાત્મક તત્ત્વ કર્તવ્ય પ્રાણુ–સાધ્ય કરવા તો તપ કરવા પડે છે અને નિરંતર તેજ 'ધ્યેય' અને 'આદેશ' ના ધ્યાન ધરવા પડે છે." ]

### અસાવરી

અખીયાં નીશદીન લાગી રહી છે,
પીયાં કે દરશ બીન ચૈન ન પરત;...ધ્રૂ.
ઘરી પલ બન મોહે જુગસી બીનત.
નીશદીન તોરાં નામ જપત;...ધ્રૂ.

[ છેલ્લી કડી આવતાં મહારાજ એકાગ્ર થઈ જાય છે. જાનકીદાસ હાથ જોડી સર્વેને વિદાય થવા સૂચવે છે. ગોદાવરી તેમને બહાર મૂકવા જાય છે ]

[પડદો પડે છે.]

## પ્રવેશ ૧ લો

[ સુંદરલાલના મકાનનો એક ઓરડોઃ સુંદરલાલ ગાદી પર બેસી તકિયે અઢેલી કાંઈક કાગળિયા વાંચે છે ને ટાંચણ કરે છે. એટલામાં સુમન અંદર આવે છે. સુંદરલાલ ઊંચું જોઈ સ્મિત કરે છે. ]

**સુંદરલાલ**

ઓ, હો. સુમનભાઈ! ઘણે દિવસે આવ્યા?

**સુમન**

હા. જી. હમણાં નવરાશ ઓછી છે. છેલ્લાં બે મહિના તો સ્કૂલમાંથી રજા લઈ પરીક્ષાનું વાંચવું પડ્યું એટલે કશે જવાતું નહોતું.

**સુંદરલાલ**

પરીક્ષામાં તો સફળતા મળી, એમ હરિણી
૧ કહેતી હતી!

સુમન

હાજી, એમ. એ. થઈ ગયો હવે તો આપના જેવાની સહાયતા જોઈએ.

સુંદરલાલ

[ખચકાઈ] હાસ્તો ભાઈ—વાડ વગર કાંઈ વેલો ચઢે છે! પણ હમણાં તો જુઓ છોને વેપારમાં મંદી છે ને બજારો તદ્દન અચોક્કસ છે. કશી સ્વસ્થતા જ નથી. છતાં બે અક્ષર કોઈને કહેવા હશે તો તારે વાસ્તે જરૂર—

સુમન

એતો મને ખાત્રી છે. પણ મારું મન તો એમ થાય છે કે હું આપના જેવા પાસે બીઝનેસની તાલીમ લઉં.

સુંદરલાલ

એમ કાંઈ શીખાય છે. પાંચ વર્ષ ગાળે ત્યારે ધંધાની આવડત પ્રાપ્ત થાય છે.

સુમન

તો તેમાં શું. એ કાંઈ વધારે નથી. આપ સગવડ કરી આપો તો હું તૈયાર છું.

સુંદરલાલ

હું શું કરું.

સુમન

મને આપનો સેક્રેટરી બનાવી દો એટલે બધું જ આપની દેખરેખ હેઠળ શીખીશ.

સુંદરલાલ

અરે સુમનભાઈ, હમને વળી સેક્રેટરીની શી જરૂર. અમારા જૂના મુનિમ છે. અને પેઢીના ગુમાસ્તા કામ કરે છે. એવું અંગ્રેજી ઑફિસ જેવું ક્યાં કરવા બેસીએ.

સુમન

હવે તો નવી પદ્ધતિથી કામ લેવું જોઈએ.

સુંદરલાલ

એ બધું હરિણીનો ભાઈ મોટો થઈ કરશે.

સુમન

તેને પણ આપની ઇચ્છા હોય તો મદદ કરૂ.

[ વિજયાબહેન અંદર આવતાં સાંભળીને ]

વિજયાબહેન

હા, એ નાનો છે ને જરા ઉતાવળીઓ છે. સુમનભાઈ બરાબર મદદ કરે તો ખોટું શું?

સુંદરલાલ

લો – તમે વળી ક્યાંથી તેનું ખેંચતાં આવ્યાં.

સુમન

એતો ફોઈજીનો સ્વભાવ છે. કોઈનું ભલું થતું હોય તેમાં હંમેશાં તત્પર રહે.

વિજયાબહેન

[ ખુરશીપર બેસી ] જેટલું બને તેટલું કરવું – ભાઈ – શું સાથે લઈ જવાનું હતું !

સુંદરલાલ

જોઈશું પણ [ વિજયાબહેન તરફ ફરી ] તમારે હરિણી બાબત કાંઈ સુમનને પૂછવું હતું ને !

વિજયાબહેન

હારે – લો – હું તો વીસરી જ ગઈ.

સુમન

શું છે વીજુ ફોઇ.

વિજયાબહેન

એમ છે સુમન કે આપણી હરિણી પેલા મહારાજ ને ત્યાં જાય છે ને એનું ચિત્ત બહુજ વિમાસણમાં રહે છે. એમને તો ધંધાની ધૂન પણ મને ચેન પડતું નથી. આ મહારાજ કેવોક છે !

સુમન

કેમ વળી કેવો હોય !

સુંદરલાલ

એટલે એમના વિશે – વિવિધ વાતો સંભળાય છે તે સમજણ પડતી નથી.

સુમન

હાજી, વિદ્વાન છે. માનસશાસ્ત્રનો અનુભવી છે. અને કથારસમાં નિપુણ છે. શરીરે પણ દેખાવડો છે.

વિજયાબહેન

ઓય – બા – તે પછી એ કરે છે શું !

સુમન

ખાસ ખબર નથી પણ ધર્મપ્રવચન, સાહિત્ય – કાવ્ય-નાટ્ય – કલાને સંગીત સર્વમ. એમનું સ્થાન ઉચ્ચ છે.

વિજયાબ્હેન

હેં, સુમન; કહે છે કે બધાંને નચાવે છે!

સુમન

તેમાં શું વિજુ ફોઈ, નૃત્ય કલા તો દેવોને પણ પ્રિય છે.

વિજયાબ્હેન

જા – હવે – જા – તે કાંઈ મારી હરિણીને નાચનારી કરવી નથી.

સુમન

નૃત્ય આવડે તેથી કાંઇ નાચનારી કહેવાય નહિ તે – શું – હરિણી આ મહારાજ પાસે નૃત્ય શીખે છે?

વિજયાબ્હેન

[છંછેડાઈ] તે કોણ જાણે! એ તો કંઈ બોલતી નથી ને એમણે ફટાડી દીધી છે. તે મારાથી તો કાંઈ કહેવાય નહિ.

સુંદરલાલ

તમે નિરર્થક અકળાઓ છો.

વિજયાબ્હેન

તમને શું? ચોપડામાં નામું લખ્યા કરો છો ને! બધાં મને પૂછતાં ને કહેતાં આવે છે. તે હું તો ઓશિયાળી થઈ જાઉં છું.

સુમન

[વચમાં પડી] એમાં એવું કાંઈ નથી. વિજુ ફોઈ! એ તો ન્યાત જાતને નીંદાની ટેવ પડી; તમારે એવું બહુ સાંભળવું જ નહિ.

વિજયાબહેન

ન કેમ સાંભળે! – છોકરી તો મારી છેને! દુનિયા કહેશે કે મા જેવી મા બેઠી છે, તેણે જોયુંએ નહિ, ને જાણ્યું એ નહિ! હા.

સુમન

તે શું જાણવાનું ને જોવાનું છે?

સુંદરલાલ

ઘણું સમજવાનું છે. મેં બે ત્રણ મિત્રોને પણ પૂછ્યું છે. તને પણ જરા ખબર રાખવા કહું છું.

સુમન

બહુ આનંદની વાત છે. પણ આપને ચિંતાનું કાંઈ કારણ મળ્યું છે.

સુંદરલાલ

અંગત તો હજી કાંઈ નથી પણ અફવા છે. એ મહારાજના આવાસમાં કોઈ કોઈ વખતે રાતે આક્રંદ અને ચીસો સંભળાય છે. ને કવચીત મધ્ય રાતે બંધ ગાડી મોટરોની પણ અવર જવર હોય છે.

સુમન

એમાં ખાસ સંશયનું ગંભીર કારણ સમજાતું નથી.

સુંદરલાલ

એનું ચારિત્ર્ય કેવું છે તે જાણવું જ જોઈએ.

સુમન

ચારિત્ર્યની કલ્પના ને વ્યાખ્યા – બહુ જ વિશાળ કરી શકાય. પણ આપ ખાસ શેના પર ભાર મૂકો છો.

સુંદરલાલ

સ્ત્રીસંસર્ગમાં આ મહારાજ સંયમી છે કે વિલાસી છે તે પ્રથમ જાણવાની ઈચ્છા છે.

સુમન

તે ઉપરાંત કાંઈ?

સુંદરલાલ

હા મિત્ર તરીકે – ગુરુ તરીકે, શત્રુ તરીકે એના વિચારો ઓળખવા જોઈએ.

સુમન

તેથી ફાયદો શું છે?

વિજયાબહેન

કેમ નહિ – હરિણીને એને ત્યાં જવા દેવી ઈષ્ટ છે કે નહિ તેનો નિર્ણય કરી લેવાય.

સુમન

એમ માની લો કે એ દુષિત છે.

વિજયાબહેન

તો હરિણીને નહિ જવા દેવાય.

સુમન

મોટી થયેલી છે – શી રીતે અટકાવશો?

વિજ્યાબહેન

પગે દોરડાં બાંધીને – એ તો હું વિફરું નહિ ત્યાં સુધી!

સુંદરલાલ

તમે દોરડાં પછી બાંધજો. હમણાં તો–

[ હરિણી બારણું ઊઘાડી અંદર આવે છે. ]

હરિણી

શેના દોરડાં બાંધવા છે – બા!

વિજ્યાબહેન

[ નરમ થઈ જઈ ] કાંઈ નહિ બહેન – એ તો તારી વાતો કરતાં હતાં.

હરિણી

[ સુંદરલાલ – સુમન – સામું જોઈને ] મને દોરડાં બાંધવાના છો!

સુંદરલાલ

કાંઈ ઘેલી થઈ છે.

હરિણી

ત્યારે શું છે?

વિજ્યાબહેન

સુમન, તું જરા સમજાવને!

હરિણી

લો – કહો – સુમનભાઈ સમજાવો

સુમનલાલ

એ તો મહારાજશ્રીને ત્યાં તમે જાઓ છો, તેથી વિજુ ફોઈ અકળાય છે, કે એ મહારાજનો સંસર્ગ ઈષ્ટ ન હોય તો?

હરિણી

તો શું?

વિજયાબહેન

તો તારાથી ન જ જવાય–

હરિણી

કેમ નહિ; મને કોઈ કાંઇ કરી શકે તેમ નથી.

સુંદરલાલ

પણ વીના કારણે–શા કાજે એવો સંસર્ગ રાખવો!

હરિણી

મને તો નાદ લાગ્યો છે.

સુમન

હેં, શેનો?

હરિણી

એને પુણ્ય માર્ગે લઇ જવાનો.

સુંદરલાલ

તું...બહેન?

હરિણી

હા–બાપુજી તમે ચિંતા કરશો જ નહિ. મારામાં શ્રદ્ધા છે ને?

સુંદરલાલ

હા – હા – પણ.

વિજયાબહેન

તું, તે શું એવી મોટી છું કે એ મૂર્તિને સુધારે!

હરિણી

એ જ વાત છે ને?

સુમનલાલ

એવું શું છે!

હરિણી

જુઓ સુમનભાઇ, મેં પણ કેટલુંક સાંભળ્યું છે ને કાંઇક જોયું છે. હવે મારે પૂરું સમજવું છે ને એ જો ધૂર્ત હોય તો પાખંડી મટી પૂજ્ય થાય તે મારું કર્તવ્ય માન્યું છે?

સુમન

તારે બહેન શું કરવા આવો આગ્રહ જોઇએ?

હરિણી

એનામાં અજબ કળા છે ને શક્તિ છે. તેનો પુણ્ય ઉપયોગ થાય તો અનેક હૈયાંની એ હૂંફ થઇ રહે – અનેકના માનસિક તાપને શીતળતા આપે – અનેકની ભાવનાને માર્ગ આપી શકે અને સમાજને આદર્શની વાટે કર્મશાળી થવા પ્રેરી શકે. આવી બુદ્ધિ અને શક્તિઓ – વિલાસ અને વાણી લાલિત્યમાં જ વીખેરાઇ ન જતાં: સત્યાચરણ અને સંસ્કારી ચારિત્ર્યમાં સમાય તો કર્મયોગી થઇ સમાજની ને કદાચ રાષ્ટ્રની પણ પુનઃ રચનાનો એ મહાસ્થંભ થઇ રહે.

સુંદરલાલ

[ જરા હસી ] ને આવા શક્તિશાળી પુરુષને આવી દીક્ષા દેવાનું કર્તવ્ય. તેં ઓગણીસ વર્ષની વયના અનુભવથી વિચારી લીધું છે.

વિજયાબહેન

ઓય મા! આ તો મહારાજની પણ ગુરુ થવાની હોય તેમ વાતો કરે છે. વેંત જેવડી છોકરીને પણ શું અભિમાન છે?

સુંદરલાલ

સારું બહેન, પણ ચેતતા રહેવું!

સુમન

પેલું. ફ્રેન્ચ મોટો [ French Motto ] યાદ છે ને [ Prenze guarde ] નિરંતર સાવચેત રહેવું.

હરિણી

હા – તે સાચું છે. ત્યાંજ જવા નીકળી છું. સુમનભાઈ આવો છો સાથે!

[ સુમન ઊભો થઇ હરિણી સાથે જાય છે. સુંદરલાલ – વિજ્યાબહેન એક બીજા સામું જોઈ રહે છે. ]

# પ્રવેશ ૨ જો

[ નવલિકાનું મકાન વરંડામાં નવલિકા હીંડોળા લે છે. સામે એક સાદડી પર એના માતુશ્રી તોરણ ભરે છે. નવલિકા છૂટે ધાંટે ગીત ગાય છે ને પાનીવતી હિંચકાની ઠેક લે છે. ]

**નવલિકાની બા**

નવલી, આવાં ગાયન ન ગાઈએ બહેનઃ ભજન ગાઓ.

**નવલિકા**

કેમ, બા.

**નવલિકાની બા**

તું ના સમજે.

**નવલિકા**

૨ કેમ ના સમજું.

નવલિકાની બા

નાની છું, તેમાં.

નવલિકા

સોળ વર્ષ થયાં, ને તું તો કહે છે ને, તમારા સમયમાં તો સોળ વર્ષના પરણી જતાં, ને સાસરે રહેતાં.

નવલિકાની બા

[નિસાસો નાખી] હા, બારમે વર્ષે પરણાય ને તેરમે વર્ષે વળાવે ચૌદ વર્ષની થઈ જાય તો હદ થઈ કહેવાય ને પંદરનાને ત્યાં તો ઘોડિયાં ઝૂલતાં હોય – હોવાં જ જોઈએ.

નવલિકા

ને ન હોય તો.

નવલિકાની બા

ન શું હોય? ન હોય તો સાસુ નણંદ – મ્હેણાં ટોણાં બોલી જીવ કોરી નાખે.

નવલિકા

[ટોળમાં] તે મ્હેણાં ટોણાં મારે કાંઈ ઘોડિયાં ઝૂલતાં થઈ જાય?

નવલિકાની બા

ના, બહેન ના. પણ આપણા દેશમાં ઘોડિયાના અખતરાએ તો સાસરીની પજવણીને પરિણામે અનેક વહુઓને અનીતિને માર્ગે મોકલી કુટુંબ અને સમાજની નિર્મળતાનો નાશ કર્યો છે.

નવલિકા

તો બા, તું મને શું કરવા પરણવાનું કહ્યાં કરે છે.

નવલિકાની બા

ઓય, ઓય, પરણે નહિ તો કરશો શું?

નવલિકા

તો, પરણીને શું કરીશ!

નવલિકાની બા

[સ્તબ્ધ થયાં હોય તેમ] સૌ જે કરે છે તે!

નવલિકા

સૌ શું કરે છે?

નવલિકાની બા

તું જુએ છે તે—

નવલિકા

હું તો કશું જ જોતી નથી.

નવલિકાની બા

[ચિડાઈ] નથી જોતી તો શું કરે છે.!

નવલિકા

એમ, ચિડાય છે કેમ!

નવલિકાની બા

તો શું! આ સમાજમાં—સંસારમાં—કુટુમ્બમાં, પરણે વસ્તાર થાય. તેને—ઉછેરે—વ્યવહાર કરે—આબરૂ મેળવે ને ઘરડી આંખે વાડી વસ્તારનું સુખ જોઇ આંખ ઠારે! એજ.

નવલિકા

બસ? ત્યારે બા, તું ડોશીમા થાય, ત્યારે મને કાંઈ છોકરાનાં છોકરાના ઘોડિયાની હોંશે જીવે છે!

નવલિકાની બા

હાસ્તો —

નવલિકા

પણ તેમાં સુખ શું?

નવલિકાની બા

ત્યારે શું —

નવલિકા

ના રે બા — કોણ જાણે કેટલાં છોકરાં થાય — ને કેવાં થાય. મોટાં થઈ શું કરે — કેટલાના તસકા ખાવાના ને કેટલાંનો ખુશામત કરવાની — સાસરામાં સાસુ નણંદની વેઠ કરવાની ને પતિજીને રાજી રાખવાના — એ બધી માથાકૂટ શું કરવા જોઈએ!

નવલિકાની બા

તે કાંઈ ચાલવાનું છે — એ સંસારની ઘટમાળ છે — બહેન.

નવલિકા

બળ્યો, એ સંસાર!

નવલિકાની બા

તું શું સમજે — એ તો પરણુશે પછી સમજ પડશે.

નવલિકા

ત્યારે પરણ્યાં પહેલાં જ જરા અનુભવી લીધું શું ખોટું?

નવલિકાની બા

[ હેબકાઈ જઈ – મ્હોંયે હાથ મૂકી ] એતો કાંઈ થતું હશે, ગાંડી !

નવલિકા

કેમ નહિ !

નવલિકાની બા

[ ચિડાયેલા અવાજે ] તે વર કાંઈ ચીભડું છે કે ચાખી જોવાય.

નવલિકા

[ તિરસ્કારથી ] ના – ત્યારે ! દૂધી ને તુરિયાં – કડવાં – મીઠાં ચાખીને લેવાય – ને કેરી પણ મીઠી છે – ખાટી છે, ફિકી છે, તે ચાખીને લેવાય. પણ, વરને નહિ જોવાનો, નહિ જાણવાનો, નહિ સમજવાનો; તે સર્વ સગાં ભેગાં મળી નક્કી કરે ને ચાર દિવસ ધાંધલ કરી, રાગડા તાણી, ઘોંઘાટ કરી, કેટલીએ લડાલડ કેટલાના રિસામણા મનામણા પછી ચૉરીમાં ગોઠવી લગ્ન કરી નાંખે. ને લાડકાં બહેનને સાસરે મોકલ્યાં, કે પછી કાગડોળે બધા વાટ જુએ કે ક્યારે સુવાવડ આવે – ને – તે – ન આવી તો બિચારીના પૂરા ભોગ – ને છોકરો ન આવે તો પતિજી જાણે દિલ્હીની ગાદી વારસ વગર જતી રહેવાની હોય તેમ ઉદાસ મોંએ ફરે – ને ભલુ થાય તો વારસની શોધમાં બિચારી પર બીજી લાવી 'શોકચ' નું સૂળ નાંખે – આ તે બા, આપણો સમાજ ને સંસાર !

નવલિકાની બા

[ ભ્રમર ચઢાવી ] તે તને કોણે આટલું બધું શીખવ્યું ! બહુ ચડી ગઈ છે ને કાંઈ !

નવલિકા

કાંઈ ચડી નથી ગઈ – કોઈ શું શીખવે – આંખ આપી તે જોવાય છે. ને અક્કલ છે તે સમજાય છે. ને જરા બુદ્ધિ છે ને વિચારીએ છીએ. તો આ બધું દુઃખદાયી છે!

નવલિકાની બા

[અકળાયેલા અવાજે] શું કહે છે!

નવલિકા

હાસ્તો, પતિ–સાસરું – ઘર – કુટુમ્બને છોકરાંની જિંદગી ભર ગુલામડી થવામાં, બા, લોકને શું સુખ જણાય છે?

નવલિકાની બા

[ ચીડાઈ જઇ ] જરા બોલતાં વિચાર – તને એ સુખની શી જાણુ છે

નવલિકા

ચારે તરફ દેખાય છે ને – શરીરના શોખ – સાધન – સગવડ – ખાતર જીવનભરનું ઓશિયાળાપણું. એનું નામ આપણાં હમણાંના સમાજમા સ્ત્રીનું પરણેતર!

નવલિકાની બા

[કાને હાથ દઈ] વોય, વોય, મા – આ બોલે છે તે તો જો! અમે તે ઓશિયાળાં કહેવાઈએ! રાજ – કીધાં હતાં રાજ – સમજી – ત્યારે તો તારા બાપુ સુખ સંપતિ મને જ સોંપતાં ગયા.

નવલિકા

ને કુટુમ્બમાં કોઈ હતું નહિ ને મારા બાપુજી સુધરેલા વિચારના, તેમાં – નહિ તો?

નવલિકાની બા

નહિ તો શું વળી.

નવલિકા

હિંદુ ધર્મશાસ્ત્રમાં બૈરીને રોટલો ને ઓટલો [ Corner and morsel ] તે સિવાય, શું અધિકાર છે!

નવલિકાની બા

જો ને, મોટી મનુસ્મૃતિ ને ધર્મશાસ્ત્ર જાણવા વાળી!

નવલિકા

કેમ ન જાણીએ ને વિચારીએ, નવ વર્ષે પરણવું ને અગિયારમે વર્ષે સાસરે જવું ને તેરમે વર્ષે વિધવા થવું ને આખું જીવન તસકા ખાઈ–મંદિરમાં જઈ પૂજારીઓ અને દુષ્ટોની જાળમાં રહેવા સિવાય સ્ત્રીઓના નસીબમાં હિંદુ સમાજમ કાંઈ હોય તો દેખાડ ને?

નવલિકાની બા

તે બધાં વિધવા થતાં હશે!

નવલિકા

એક કરોડ છે એમ ગણાય છે, ને વિધવા નહિ થતાં હોય તો છતે ધણીએ લાતો ખાવાની ને તાબેદારી–નહિ સ્વમાન – નહિ સ્વજાતનું ગૌરવ બધીએ હોંશિયારી કુટુમ્બમાં કલેશ કરાવવામાં – બધી આવડત કૂથલીમાં ને બધી અક્કલ નિંદામાં.

નવલિકાની બા

[ મ્હોંયે હાથ દઈ ] હવે તું બોલતી બંધ રહીશ?

નવલિકા

ના, બા, બોલવાની જ છું. હિંદુ સમાજ એટલે સ્ત્રી અને બાળકો પ્રત્યે અન્યાય અને અત્યાચારનો વધસ્થંભ, હિંદુ સંસાર એટલે સ્ત્રીના બલિદાનનો અખંડ યજ્ઞ, અને હિંદુ કુટુમ્બ એટલે ગુલામીનો અખાડો.

નવલિકાની બા

[ખીજવાઈ જઈ] બોલ, બોલ, હજી બોલી નાખ —

નવલિકા

કેમ ન બોલું –

નવલિકાની બા

તે પણ આજે, છે શું આટલું બધું !

નવલિકા

કહું – આ તમે મને સારા ઘરની લાલચે અને તમને ધર્મની ઘેલછા છે, તે કારણે પેલા મહારાજના પગ પાસે બેસાડી.

નવલિકાની બા

એ તો તારા નસીબ કે તને લક્ષ્મીજી થવાની મહારાજે કૃપા કરી.

નવલિકા

પણ તેં શું કરવા હા કહી.

નવલિકાની બા

એ ક્યાં સાચું હતું – એ તો વ્રજપુરી કરી હતી ને તે દિવસે શેષશાઈનાં દર્શન યોજ્યાં હતાં.

નવલિકા

એટલે તેવો વેષ ભજવ્યો – એમજ ને?

નવલિકાની બા

હાસ્તો વળી!

નવલિકા

[ટાવકાપણાથી] સારું હવે તમારાથી ના નહિ કહેવાય!

નવલિકાની બા

વળી શું છે?

નવલિકા

હુંએ વેશ ભજવું તેની!

નવલિકાની બા

એટલે શું તોફાન ધાર્યું છે!

નવલિકા

હું તો નૃતિકા થવાની છુ. અને નટીકાએ થાઉં ને હજારો પુરુષોને મારા પાયે પડાવું.

નવલિકાની બા

[છાતીએ હાથ મૂકી ફાટતે ફાટતે અવાજે] શું – શું – તું નાટકમાં જઈ નાચશે. મારી દીકરી!

નવલિકા

આ મહારાજની વ્રજપુરીનું શેષ – દર્શન – તેવું જ તે પણ–

નવલિકાની બા

ઓ પ્રભુ – આ તો ધર્મની વાત ને તું તો થિયેટરના નાટકની વાત કરે છે. મારું નો હૈયું ચીરાઈ જાય છે.

નવલિકા

શેનો ધર્મ ? કોઇ વિલાસી મહારાજાઓની ભોગવૃત્તિના શિકાર થવું ને તેવા શિકાર શોધવામાં સહાય કરવી તેમાં ધર્મ શો ! એ કાંઇ ધર્મ નહિ હો – એ તો ધર્મના પાખંડને અધર્મના ધામો જ કહેવાય – બા, તું શું કરવા અકળાય છે.

નવલિકાની બા

[ અકળાઈ જઈ આંખમાંથી આંસુ પડે છે ] તારું શું થશે દીકરી ! તને તો મેં કેટલા હોંશેથી લાડ લડાવી ભણાવી– તે મારે સુખ જોવા વારો આવશે ? નવલી બહેન – મારી સામું જો !

નવલિકા

[ હિંચકેથી કૂદી પડી તેની બાની સોડમાં ભરાઈ જઈ આંસુ લૂછી હેતાળ સ્વરે ] ના – ના – બા. તું આવું ન કર. તને જરાએ હિણું જણાય તેવું કદીય નહિ કરું – હોં ! મારા કૌમારની ચિંતા ન કર હોં – જો પરણીશ તો જેને પસંદ કરી, પરણીશ તેને જ મારું કૌમાર્ય અર્પણ કરીશ – અને મારો આત્મા તારી જેમ જ પવિત્ર સાચવીશ ને હૈયું તારા જેવું જ નિર્મળ રાખીશ – હું તારી દીકરી છું ને. હોં – બા. તું રડ ના બા – મને આશિષ આપ.

નવલિકાની બા

[ છાતી સરસી ચાંપી ] પ્રભુ તારું રક્ષણ કરે, બહેન –

[ નવલીનું માથું પંપાળે છે. ]

[ નવલી હળવે સ્વરે એક ભજન ગાયન છે. ]

નંદકુંવર

નંદકુંવર તોરે નયન રસીલે સખિ,
જાદુ ભરે જાદુ ભરે.
માથે મુગટ કાંના મુખમેં બાંસરિયાં
કૃષ્ણ લેકે ખડે લેકે ખડે.
મુરલી બજી શ્યામ કી સખિ.
જાદુ ભરે જાદુ ભરે—નંદકુંવર.

નટ જમુના કે તીર.
સખિ ગોપીઅન મન બસી.
જળ ધરત કછુ નાહી ધીર રસીલે સખિ.
જાદુ ભરે જાદુ ભરે—નદકુંવર.

સાખી

અયસે નિર્દય નાથસેં નેહા કોન લગાય?
કૃષ્ણ મથુરા જા બસે, અબ કુબજા કે મન ભાય.
રસીલે સખિ
જાદુ ભરે જાદુ ભરે.
નંદકુંવર તેરે નયન રસીલે સખિ.
જાદુ ભરે જાદુ ભરે—નંદકુંવર.

## પ્રવેશ ૩ જો

[ મહારાજના કૃષ્ણ ભુવનનો એક ઓરડો—એક સ્ત્રી હિંચકા પર બેસી કોઈ પુસ્તક વાંચતી બેઠી છે. બારણું ઊઘડે છે. જાનકીદાસ આવે છે. સ્ત્રી મ્હોં ફેરવી તેમની સામે સ્થિર આંખે જુએ છે. જાનકીદાસ એક આરામચેર પર ઠીક ઠાક કરી ગોઠવાય છે. આછું સ્મિત કરી. ]

**જાનકીદાસ**

કેમ પ્રકૃતિ તો સ્વસ્થ છે ને!

**સ્ત્રી**

હા—જી.

**જાનકીદાસ**

આ ખંડ તમને અનુકૂળ તો છે ને!

**સ્ત્રી**

૩ હા – જી.

જાનકીદાસ

તમારી સગવડો સાચવવા સૂચના પળાય છે ને !

સ્ત્રી

શી સગવડો !

જાનકીદાસ

અ – હો – હો. સ્ત્રીને વળી આ પ્રશ્ન હોય !

સ્ત્રી

કેમ ?

જાનકીદાસ

સ્ત્રીને તો સગવડોની પરંપરાની જરૂર હોય —

સૂવા બેસવાનું, ખાવા પીવાનું – આરામ કરવાનું–હળવું વાંચન અને —

સ્ત્રી

અને શું વળી ?

જાનકીદાસ

વાર્તાલાપ.

સ્ત્રી

હું તો પરાધીન છું. વાર્તાલાપનો વિનોદ કેમ સંભવિત હોય.

જાનકીદાસ

એમ ન કહો – તમે તો અમારું રત્ન છો. તમને અત્યંત કષ્ટે મેળવ્યાં છે – તમને સાચવવા —

સ્ત્રી

હાસ્તો, સાચવવા અને તમારા શયનગૃહ કાજે શણગારવા – કેમ નહિ?

જાનકીદાસ

[કટાણું મ્હોં કરી] તમે તો એવું જ કહ્યા કરશો.

સ્ત્રી

હા, કહો, આજે અત્યારે કેમ પધાર્યા!

જાનકીદાસ

મારું આગમન તમને રુચિકર નથી?

સ્ત્રી

મને આમ રહેવું જ રુચિકર નથી.

જાનકીદાસ

અરરર – શું હમારી શુશ્રૂષામાં કાંઈ કસર છે! આપતો અત્રે અમૂલ્ય અતિથિ છો.

સ્ત્રી

જાનકીદાસજી – આ ચર્ચા હાસ્યપદ નથી. હા, હું નિરાધાર છું. તમારી ઈચ્છાઓ તૃપ્ત કરવી અને તમારી આજ્ઞાઓ પાળવી એ સિવાય મને શું કાર્ય છે!

જાનકીદાસ

તમે તો બહુ કઠોર છો. આપણે ત્યાંના જેવા ઉત્તેજિત વાતાવરણમાં તમને કેમ ઉલ્લાસ થતો નથી.

સ્ત્રી

વાસના, પ્રફુલ્લતા સિવાય અન્ય કાંઈ છે જ નહિ.

જાનકીદાસ

[કાને હાથ દઈ] પ્રભુ – પ્રભુ તમે કોને વાસના કહો છો ? સર્વત્રીત સ્નેહ – પળે પળે પ્રેમનાં ડોલન – મોહક ગીત – વાજીંત્રોનો અનેરો ગુંજારવ – શ્રી કૃષ્ણ – વૃંદાવનના ગોપવન જેવું મધુરું જીવન – તેમાં વાસના ક્યાં છે પ્રભાવતી ?

સ્ત્રી

એ ધર્મના આડંબર અને મોહક વાતાવરણના મિશ્રણમાં જ તમે તમારી વાસના કાજે જનતાની અનેક સ્ત્રીઓને આકર્ષી, કાંઈકને પ્રભુ સેવાને નામે શય્યાની સાથી થવા પ્રેરી છે, નહિ ?

જાનકીદાસ

[સખ્તાઈથી] પ્રભાવતી – તમને જે આશ્રય મળ્યો છે તે તમે વીસરી ગયેલાં જણાઓ છો !

સ્ત્રી

આને તમે આશ્રય કહો છો ?

જાનકીદાસ

ત્યારે તમે શું માનો છો ?

સ્ત્રી

તમે જ વિચારીને સાચું કહોને ?

જાનકીદાસ

ચૂડેલના વાંસામાંથી તમને મુક્ત કરી, અહીં વ્રજપુરીમાં, વાસ આપ્યો તે કેવળ આશ્રય નથી, ઉદ્ધાર છે, પ્રભાવતી !

સ્ત્રી

હા – આ વ્રજપુરી છે, ને સાચેસાચ વાસના લહરી છે.

જાનકીદાસ

[ કટાક્ષથી ] તમને એટલું જ સમજાયું નહિ !

સ્ત્રી

તમે વિશેષ શું સમજાવી શકો છો ?

જાનકીદાસ

જરા ભૂતકાળને યાદ કરો.

સ્ત્રી

શું કરવા ?

જાનકીદાસ

તમારો 'ઉદ્ધાર' સમજવા.

સ્ત્રી

[ કટુતાથી ] સમજાવો.

જાનકીદાસ

એક બ્રાહ્મણ કુટુંબની દેખાવડી સ્ત્રી – સરખી વયનો વર – સાસરામાં ખાન પાનનું સુખ – પણ પ્રજાનો અભાવ – સાસુ પળે પળે તસકે, – નણંદ વેણે વેણે કોરી નાખે – સસરા અહોનિશ નિઃશ્વાસ નાખે – પતિ 'પ્રતિમાસે' અકળાઈ મારે.

સાસુએ મંદિરે મોકલ્યાં – નણંદે અવધૂત બાવા બતાવ્યા. પતિએ 'પીર – મૌલા' શોધ્યા – તમે પુત્રની શોધમાં ત્યાં સીધાવ્યાં – ત્યાં, અત્યાચારીઓએ વરુની ભૂખે તમારો શિકાર કીધો – તમે તેવાં જ જડચાં – સમાજે હાહાકાર કર્યો. નિષ્ઠુર પતિએ – તમને ત્યાજ્ય ગણ્યાં. તે જ સાસુએ ને નણંદે તમને ઉંબરેથી તિરસ્કારી રસ્તે વહેતાં મૂક્યાં – તમે ક્યાં જઈ શકો !

અંધારી રાતે જ્યાં વિષમ ઝગમઘાટ કરી પુરુષોને નર્કાગારમાં નિમંત્રે છે, ત્યાં, તમને તે જ શિકારીઓ લઈ ગયા – તમારી કિંમત અંકાઈ – તમે વેચાતાં હતાં – પણ તમારું ભાવી અનેરું હતું. તમે એક પરોઢે ઊડી અદૃશ્ય થયાં – સ્ટેશને પહોંચ્યાં – ટ્રેન ઊભી હતી. ગભરાયલાં તમે જે કંમ્પાર્ટમેન્ટમાં હમે હતાં ત્યાં આવ્યાં. મહારાજશ્રીએ જોયાં – એક જ પળમાં સર્વ સ્થિતિ તે મહાજ્ઞાનીએ સમજી લીધી. મને મોકલી તમને વ્રજપુરીના સ્ત્રી વર્ગમાં બેસાડચાં – તેને વર્ષો થયાં; ને આજે તમે વ્રજપુરીના મહારાજશ્રીના સ્નેહરાજ્ઞી છો.

સ્ત્રી

જાનકીદાસ – જીવનમાં મારા સંતાપ શમ્યા નથી.

જાનકીદાસ

શેનો સંતાપ છે – પ્રભાવતી ?

સ્ત્રી

જીવનના અર્થનો ? સાસરામાં વિષયનું શારીરિક ફળ ન મળ્યું તેથી પતન થયું. અહીં વિષયનું ફળ મળ્યું તો તે તજવું પડ્યું – સ્ત્રીના પુણ્યમય માતૃત્વને ગળી જઈ બાળકને

વીસારવું પડયું ને આજે એ વિષય સિવાય અન્ય કાંઇ અહીં પણ છે ?

જાનકીદાસ

પ્રભાવતી – તમે અહીં આવ્યાં ત્યારે દેખાવડાં હતાં – તમારા શરીરનો વ્યાયામથી કેટલો વિકાસ થયો ! તમે સામાન્ય શિક્ષિત હતાં, અત્રે તમારું વાચન કેટલું વિશાળ થયું ! સંગીતના નાદથી તમારી – ઊર્મિઓ છલકાઈ અને દોઢ વર્ષ પર્યંત તમારા પ્રત્યે પૂર્ણ મર્યાદા રહી – તમે જ વિલાસથી વિમુખ રહી શકયાં નહિ, ને તમારી તૃષા અસહ્ય જણાઈ, પછી, મહારાજશ્રીએ અનેક રાત્રિઓએ સંયમ સાચવી – તમારી તૃપ્તીની ઇચ્છા કાજે જ – તમારું પ્રેમાર્પણ સ્વીકાર્યું – ને હવે તમે કોનો દોષ માનો છો ?

પ્રભાવતી

સાચું છે. આવા વિલાસી વાતાવરણમાં સંયમ કે સાધુતા અશકય છે.

જાનકીદાસ

સંયમ તો તમને અશકય હતો ને સાધુતા – યદુવર્માના જેવી કોઈનીએ નજરે નિહાળી છે ?

પ્રભાવતી

સાધુતા !

જાનકીદાસ

હા – પણ એ એમને જ પૂછજો – પ્રભાવતી. આ વિવાદ નિરર્થક ન જાય એટલું જ ઇચ્છું છું.

પ્રભાવતી

પણ તમે કામ તો કહ્યું નહિ.

જાનકીદાસ

હા, કહેવું હતું. મહારાજશ્રીની આજ્ઞા છે. – હરિણી અને નવલિકા – ને તમારે નૃત્ય અને સંગીતનું શિક્ષણ આપવું.

પ્રભાવતી

અને પછી, તેમને મહારાજને નૈવેદ્ય ધરવાં!

જાનકીદાસ

[ ઊભા થઈ સખત અવાજે ] તે હું સમજતો નથી – તમે જેમ માનો તેમ —

પ્રભાવતી

મહારાજશ્રીને મળી શકાશે?

જાનકીદાસ

કેમ નહિ! જ્યારે ઇચ્છા હોય ત્યારે 'લતાવિહાર'માં પ્રથમ પૂછાવી જજો. હું જાઉં છું.

[ નમસ્કાર કરે છે. ]

પ્રભાવતી

હા – તમે પણ —

જાનકીદાસ

[ બારણા આગળ અટકી સહેજ સ્મિત કરી ] શું?

પ્રભાવતી

[ હસી ] કાંઈ નહિ – પછી – સિધાવો.

[ જાનકીદાસ જાય છે. પ્રભાવતી ઊભી થઈ બારીએથી બહાર આકાશ તરફ જુએ છે—પાછી ફરી હળવે સ્વરે ગીત ગાય છે. ]

**પીલુ**

ગયેરી માધો સૈંયા બિદેશ ગયે; ધૃ.

આપ ન આવે પતિયા ન ભેજે.
જોગન ભેસ લીયે— ધૃ.

લીખ લીખ પતિયાં ભેજું સૈંયા કો
કૈસે જોગ લીયે ધૃ.

## પ્રવેશ ૪ થો

[ એક ઘરના ઉપરના માળ પરનો એક ઓરડો, એક લોખંડનો પલંગ, વાંચવાનુ ટેબલ ચાર-પાંચ ખુરશી. એક મોટી આરામ ખુરશી. ચોપડીઓના બે સેલ્ફ - ભીંત પર બંગાળી - જાપાનીઝ - અંગ્રેજી ચિત્રો - બેઉ જુવાનો અસ્વસ્થ જણાય છે. ]

જયંત

આજે આખો દિવસ આ વાદળાં રહ્યાં છે.

મકરંદ

વરસાદનાં ચિન્હ બહુ વહેલાં જણાય છે.

[ થોડીક વખત કોઇ બોલતું નથી. ]

જયંત

૪ તારી ઑફિસમાં કાંઈ ફેરફાર થવાનો હતો ને ?

મકરંદ

એ તો થયા જ કરે ?

જયંત

ના – પણ તને કાંઇ લાભ થશે ને !

મકરંદ

એ તો મેનેજરની ઇચ્છા !

જયંત

મને તો કોઇએ કહ્યું કે તું બહુ ખટપટ કરે છે.

મકરંદ

ભલે સાંભળ્યું. પોતાના હિત કાજે પ્રયાસ કરવા તેમાં ખટપટ શું !

જયંત

પણ – પોતાની પહેલાંના રસ્તા ઉપર [Senior] સીનિયર હોય તેમને વટાવી વધારે પદવી – પગાર મેળવવાનું ખટપટ જ કહેવાય.

મકરંદ

તેવાને તેમનો 'કેસ' મેનેજરને કહેતાં કોણ અટકાવે છે ?

જયંત

એ તો કહેશે. પણ આ તો તું તારા રાવબહાદુર કાકાની લાગવગ લાવ્યો છે.

મકરંદ

જેની હોય તે લાવે તેમાં દોષ કાઢવાનું શું છે !

જયંત

એજ કે લાયકાતવાળા [senior] સીનિયરને અન્યાય થાય.

મકરંદ

સૌ સૌએ પોતપોતાનાથી બનતું કરી લેવું. પછી જેના [chance] ચાન્સ લાગે તેનું નસીબ ?

જયંત

એમાં કેટલાને અન્યાય થાય – કેટલાના મન કચવાય – અને ઑફિસના કામમાં ઉમંગ ન રહે ને બીઝનેસનું હિત પણ સચવાય નહિ.

મકરંદ

કેમ ?

જયંત

ઑફિસમાં લાયકાત–તાકાત–ખંત–ઉત્સાહ–પ્રમાણિકતા ને ઑફિસનું હિત સાચવી ને ખીલવવાની દૃષ્ટિ અને મહેનત – એ ધોરણે જો વિશેષ પગાર કાજે પસંદગી – થાય તો જ તે ઑફિસમાં સારાં ને સાચા માણસો ટકીને પેઢીની સમૃદ્ધિ કરે.

મકરંદ

એ વાત તો ખરી છે. પણ તક મળવી જોઈએ ને ?

જયંત

તક વાસ્તે તો કહી શકાય પણ – તેં તો સાત આઠની ઉપરવટ થઈ આસિસ્ટન્ટ મેનેજરની જગ્યા વાસ્તે લાગવગ વાપરી, તે મને તો ઠીક લાગતું નથી.

મકરંદ

તો શું મારે આટલામાં જ પડી રહેવું !

જયંત

કેમ ? મહિને સો ઓછા છે !

મકરંદ

સોમાં એકલાને ચાલે પણ કાંઈ સંસાર ચાલે!

જયંત

તારે ક્યાં સંસાર છે!

મકરંદ

નથી. પણ તે કરવો છે. માટે તો આ વધારે પગારને સ્થાનનો પ્રયાસ કરું છું.

જયંત

એટલે!

મકરંદ

બસોનો સારો પગાર અને આસિસ્ટન્ટ મેનેજરની પદવી હોય તો જરા ગૌરવથી જેની સાથે પરણવાની ઈચ્છા હોય તેને હિંમતથી કહી શકાય.

જયંત

ઓહ – તે યોગ્ય છે – પણ તેને એ પણ કહીશ કે સાત જણાને અન્યાય કરી – તેમના હક પર પાણી ફેરવી – તેમની સ્ત્રીઓને તેમના પતિઓને જે સ્થાન કે વધારો મળવાનો હતો તે આનંદ સુખ છીનવી લઈ તું – આ સ્થાને આવ્યો છે!

મકરંદ

એમાં કહેવાનું શું હતું – એ તો જેવી જેની કરામત ને હિંમત.

જયંત

ખરું છે. લૂંટારા કે ચોરનાં સ્ત્રી કુટુંબ લૂંટના લોભથી રાજી રહે છે?

મકરંદ

તું શું સમજે છે! હું કોઈ લૂંટારો નથી?

જયંત

મને તો આમાં સફાઇ ભરી લૂંટ જ લાગે છે. લૂંટારો તો સીધો ને પ્રમાણિક ને બહાદુર કે આંચકી લે – આ તો પારકી લાગવગના આશ્રય તળે ફાવી જઈ અનેકના લાભ પોતે લઈ લેવા – એ લૂંટ નથી. એ તો હલકી ચોરી છે.

મકરંદ

બધે જ એવું થાય છે.

જયંત

તે જ આપણા સમાજના પતનનું દૃશ્ય છે ને!

મકરંદ

હવે તારી નીતિનો આડંબર રહેવા દે? તેમાં તો હજી કશે 'ફાવતો' નથી!

જયંત

ભલેને રખડતો રહીશ – પ્રમાણિક નિષ્ઠા અને સાચી મહેનત – નહિતો, સીધો લૂંટ – એ બેજ માર્ગથી મારું મેળવીશ.

મકરંદ

તો તું સડયા કરવાનો છે –

જયંત

તેથી તો મૂડીવાદનો નાશ થવો જોઈએ.

મકરંદ

એમાં વળી મૂડીવાદ ક્યાંથી આવ્યો!

જયંત

હાસ્તો – એ મૂડીવાદનું માનસ – પૈસો ક્યાંથી આવ્યો – કેવી રીતે આવ્યો – તેમાં નીતિની જરૂર જ નહિ. ફક્ત પૈસો હોય, એટલે પ્રતિષ્ઠા ને સમાજમાં સ્થાન. પછી અન્યાય – અનીતિ – ગરીબોની લૂંટ – મજૂરોની મહેનતમાંથી ચોરી – માલમાં દગો – વ્યાપારમાં જૂઠાણું – એવી રીતે ધન મળ્યું હોય તો પણ તે ધનવાનને ઉચ્ચ સ્થાને મૂકી દે છે. ને સાચા – પ્રમાણિક–મહેનતુ વર્ગને હણી – સત્ય પ્રત્યેની શ્રદ્ધા ઉચ્છેદી નાખે છે. ને ધન – પ્રાપ્તિ કાજે અપ્રમાણિકતા અને અન્યાય–સામાન્ય વ્યવહાર થઇ ગયા છે–અને તે છૂપો આદર્શ થઇ જાય–એટલે સમાજના સાચા સિદ્ધાંતો કેવળ બાહ્ય ઉચ્ચારણ કાજે જ રહી જાય ને આચરણ તેથી અવળાં જ થાય ને માનવતાના મૂળમાં અનીતિના ઘા પડ્યા જ કર્યા છે; ને તેથી ધન – લોભ અને ધનીક વૃત્તિથી માનવજાતિ સત્ય પ્રત્યે અશ્રદ્ધાળુ અને સમાજ ઉત્કર્ષ કાજે અપંગ થઈ ગઈ છે, ને હવે સદીઓ પછી – આ માનવપતન સમજાયું છે. તેના માર્ગ શોધાય છે. એક કાર્લ માર્કસનો – બીજો ગાંધીજીનો –

મકરંદ

અહા, તેં તો કાંઇ ભાષણ કરી નાખ્યું ને !

જયંત

હશે – તને તેની અસર નથી ! પણ કોને પરણવું છે તે તો કહે.

મકરંદ

તું જાણે તો છે !

જયંત

તારું મન હું શી રીતે જાણું?

મકરંદ

વારુ ,ત્યારે – હરિણીને મેળવવા હું બધું કરું છું,

જયંત

[ગંભીર અવાજે] મકરંદ – તે હરિણી આ રીતે મળશે.

મકરંદ

કેમ!

જયંત

હરિણી, તું માને છે એવી હોય એમ હું ધારતો નથી.

મકરંદ

દરેક સ્ત્રીના વિચારો ગમે તેવા હોય પણ – વર શોધે ત્યારે પદવી – પ્રતિષ્ઠા ને પ્રાપ્તીવાળા જ શોધે!

જયંત

બરાબર છે. પણ સ્ત્રીઓના હૈયાં – શૌર્ય અને ચારિત્ર – પર મુગ્ધ હોય છે – એમ પણ માનું છું.

મકરંદ

ભલે ને હોય! પણ વ્યવહારમાં તો 'વસુ' હોય ત્યારે જ સ્ત્રીઓને આકર્ષણ થાય!

જયંત

એ, હશે પણ લાખો સ્ત્રીઓ ધનહીન સ્થિતિમાં પ્રમાણિક મહેનતુ પતિ સાથે સંસાર ચલાવે છે ને સુખ માને છે એ જ આર્ય સ્ત્રીનું સુલક્ષણ છે.

મકરંદ

એ બધી જૂની જમાનાની વાતો છે.

જયંત

એ જૂના જમાનાના સદ્દગુણ વીસારે મૂક્યા, ને નવા જમાનાની ખૂબીઓ સ્વીકાર્યા વિના તેનાં દૂષણો લઈ સુધરેલા કહેવડાવવામાં હિંદુ સમાજે વિનાશનો માર્ગ લીધો છે,

મકરંદ

જયંત – હવે આ સમાજ – ચર્ચા ને ખૂણે મૂક અને મને સ્હાયતા કર.

જયંત

શું ?

મકરંદ

આવતી કાલે મને આ પદવી મળી જશે. પછી તારે હરિણી ને મળી મારી બાબત વાત કરવી.

જયંત

હું શું વાત કરું !

મકરંદ

હું તારો મિત્ર છું !

જયંત

પણ કેમ જાણ્યું મારે જ હરિણીને મેળવવી હોય તો ?

મકરંદ

[ હસી ] હવે રહેવા દે – હરિણી – તને–ઠીક.

જયંત

મને પસંદ ન કરે એ બને – પણ તારા પર મોહી પડશે તે તું કેમ માને છે!

મકરંદ

[પટિયાં પર હાથ ફેરવી] કેમ ખોટો જણાઉં છું.

જયંત

હશે, પણ હરિણી તારી સાથે પરણી સુખી થાય કે કેમ એ જ સવાલ છે.

મકરંદ

એમાં સંદેહ શો!

જયંત

મને ખાત્રી છે કે એ અત્યંત દુઃખી થાય!

મકરંદ

[ઝીણી આંખ કરી] તારે તેમ કહી એને મારા વિરુધ ઉશ્કેરવી છે નહિ?

જયંત

પણ એ ક્યાં મળવાની છે, પણ –

મકરંદ

પણ શું?

જયંત

મળે તો જરૂર કહું?

મકરંદ

ને ન મળી તો.

જયંત

ન મળી તો સુમનને વાત કરીશ – એ બરાબર સમજી શકશે.

મકરંદ

જો આપણે મિત્રો છીએ. નહિ તો, આ વાતમાં વિરોધ થઈ જાય.

જયંત

મારે કશો વિરોધ છે જ નહિ.

મકરંદ

ઠીક, તો મને તું મદદ કર, પણ એમાં તું ડહાપણ ડોળે તે ઠીક નહિ.

જયંત

સાંભળ મકરંદ! હરિણીને હું ઓળખું છું. એ પણ મારી મિત્ર છે. એટલે આ બાબત હું જરા સ્થિર વિચાર કરીશ કે એનું હિત શેમાં છે–

મકરંદ

મારી ઈર્ષા થતી હશે?

જયંત

જેવા હોય, તેવા દેખે અને સમજે.

મકરંદ

ચાલ રહેવા દે – બહુ વિવાદ થયો –:હવે બહાર જઈએ.

જયંત

ના, હું અહીંજ રહીશ. મારે વીસ કોલમ પેપરના અંક કાલે લખવાના છે.

[ મકરંદ ઊઠી જાય છે. જયંત ઉદ્વેગથી જોઈ રહી લખવાં જાય છે ]

## પ્રવેશ ૫ મો

[ચમેલીનું મકાન. ચમેલી હેઠળની પરસાળમાં પાટલા પર બેસી કોઈક ગીતની કડી બોલે છે. મકાનનું બારણું બહારથી કોઈ ખખડાવે છે. ચમેલી સામે જોઇ રહે છે. બારણું ઉઘાડી હરિણી અંદર આવે છે. આમ તેમ નજર કરી, ચમેલીને ખૂણામાં જોઇ તે તરફ આવે છે.]

**હરિણી**

કેમ, અલી કાંઇ બોલતી નથી.

**ચમેલી**

નાકે હાથ દઇ નહિ બોલવાની ઇશારત કરે છે.

**હરિણી**

કેમ !

**ચમેલી**

૫ હાથમાં માળા છે તે ઊંચી કરી ફેરવતી બતાવે છે.

હરિણી

[હાથનાં આંગળાનો ચાળો કરી] ઓ—હો બાઈ—

ચમેલી

[પાંચ મિનિટ પછી માળા પૂરી કરી આંખે અડકાડી આઘે મૂકી] બોલ શું છે?

હરિણી

તું વળી માળા ક્યારની ફેરવતી થઈ!

ચમેલી

કેમ! તેમાં કાંઈ ખોટું તો નથી કરતી ને!

હરિણી

ના, પણ—મેં તો ક્યારેય જોઈ નહોતી!

ચમેલી

તેં ઘણું જ જોયું નહિ હોય!

હરિણી

બહુ બહુ—ખાનગી ખાનગી—રાખે છે ને!

ચમેલી

રાખવા જેવું હોય તે રાખીએ—તું ક્યાં બધું મને કહે છે?

હરિણી

મારે શું કહેવાનું છે.

ચમેલી

તું જાણે બહેન—

હરણિ

આ શું કરવા બેઠી છે – બપોરે.

ચમેલી

કાંજી.

હરિણી

કેમ ?

ચમેલી

સુમનને ઠીક નથી.

હરિણી

સુમનભાઈને શું થયું વળી.

ચમેલી

પૂછી આવ.

હરિણી

ક્યાં છે.

ચમેલી

માળપર, સૂવાડી આવી છું.

હરિણી

[ ઊઠતાં ] હું ઉપર જાઉં છું.

ચમેલી

આ પ્યાલા, રકાબી, ચમચો – નેપકીન – લેતાં જઓ. બાઈ સાહેબ ! હું કાંજી લઈ આવું છું.

[હરિણી બધું ટ્રેમાં મૂકી લઈ જાય છે. પાછળથી ચમેલી કાંઠનું જગ [Jug] લઈ આવે છે. ઉપરના માળમાં સુમન ખાટલા પર રૂમાલે માથું બાંધી સૂતો છે. બારણાનો પડદો ખસેડી એઉ અંદર આવે છે. સુમન ફરીથી જાએ છે.]

સુમન

[હસી] ઓ – હો–હો. આતો એકની બે [Nurse] નર્સ થઈ ગઈ!

હરિણી

તમારો જાદૂ એવો છે!

સુમન

નારે, એ જાદૂનું બધું યદુવર્મા મહારાજને શોભે!

ચમેલી

તે જાદૂગર તો ખરો જ!

સુમન

ત્યાર સિવાય આ હરિણી જેવી બુદ્ધિજન્ય [intellectual] ને શિષ્યા બનાવી લીધી.

ચમેલી

હેં. હરિણી – ખરું કહેને. આ તારો યદુવર્મા —

હરિણી

[ગંભીર સ્વરે] હું કોઈને ‘ મારો ’ કહેતી જ નથી.

ચમેલી

ના – ના. તોયે.

હરિણી

[સ્થિર આંખે જોઈ] તોય શું.

ચમેલી

તારું બહુ માને છે. એમ વાયકા છે.

હરિણી

શું કરવા મારું માને.

સુમન

કેમ ન માને.

હરિણી

તમે શા કારણે કહો છો કે માને જ.

સુમન

જો હરિણી — એ યદુવર્માના જીવનમાં તારા જેવી સંસ્કારી કેળવાયેલી -- સુશિક્ષિત બાળાનો પ્રસંગ પહેલો જ હશે ? જેટલું તારું અળગાપણું, તેટલો જ તારા પ્રત્યે મોહ વિશેષ, જેટલો મોહ વિશેષ, તેટલો જ તારો પરાજય કરવાની જિજ્ઞાસા વિશેષ.

હરિણી

પરાજય ?

સુમન

હા — તારું સ્વમાન તું વીસરી જાય. એના વિકૃત જીવન મૂલ્યોની ચમકમાં તારું નીતિ નિયમન વિસારે પડે અને તું એને સંપૂર્ણ સ્વીકારી લે.

હરિણી

[અચંબાથી] હું એને સ્વીકારી લઉં ?

સુમન

હા. એનું મન તો સ્વીકારી લીધું છે.

હરિણી

મન !

સુમન

હા – એનું મન – માનસ – વિચાર – તેં તારા જ કરી લીધા છે નહિ ?

હરિણી

મારી તમે બેઉ સારી સંભાળ રાખો છો હો.

ચમેલી

કેમ ?

હરિણી

શું સરસ સમજ કેળવી છે ?

ચમેલી

તારી મજાકની જરૂર નથી.

હરિણી

તમે મારી મજાક કરી, પરવાર્યા હો તો કહેજો

ચમેલી

તારી મજાક ?

હરિણી

હાસ્તો —

ચમેલી

શી રીતે ?

હરિણી

અડધા કલાકથી તમે બેઉએ અને ખાસ તો તેં આ વિવેચન કર્યું. તે મજાક નહિ તો શું વળી ?

સુમન

[ હેતાળ રીતે ] હરિણી – તું ચિડવાઈશ નહિ – હો !

હરિણી

હું શું કરવા ચિડવાઉં !

ચમેલી

[ મરડાટમાં ] સુમન ! તું શું કરવા નરમ થઈ બોલે છે !

હરિણી

જેમ બોલવું હોય તેમ બોલી નાખો.

ચમેલી

તું શું કરવા આ 'મહારાજ'ની "બોડ"માં શિકાર થવા પાળેલા હરણ જેમ જાય છે ?

હા, મને પણ નવાઈ લાગે છે. તારામાંને એનામાં સામ્ય શું છે ?

સુમન

ઘણુંએ.

સુમન

હેં !

હરિણી

હા —

ચમેલી

વાહરે બહેન !

સુમન

પણ મારે સમજવું છે.

હરિણી

જુઓ. એની ઉંમર અઠ્ઠાવીશની છે. છતાં એની શક્તિઓ જરા સમજો.

ચમેલી

એ જ કામણ છે —

હરિણી

ચમુ તું તો બધું વિપરીત જ માને છે.

સુમન

[વિસ્મયતાથી] કેવી શક્તિઓ છે હરિણી – તે તો કહે ?

હરિણી

એ કેવળ કથા કરનાર વેદીઓ નથી, પુરાણ કે ભાગવત, રામાયણ કે મહાભારત – રસિક રીતે કહેનાર માણભટ્ટ નથી. એની કલ્પના – એના વિચાર – ગહનતા – એની ભાવનાની ઉચ્ચતા – એ સર્વ અનેરાં છે. એ જ પુરાણી દંતકથાઓમાંથી એ પડદો ચીરી, નહિ સમજાયલાં તત્ત્વો તમારી સમક્ષ ધરે છે. એ જ લાખો વખત વંચાયલા પ્રસંગોમાંથી એ નવાં દષ્ટો

તમારી આંખ આગળ ચિતરે છે. એ જ ચવાઈ ગયેલી કડીઓમાંથી પુરુષાર્થના પડઘા ઉછાળે છે. એજ શૌર્યની કથનીઓમાંથી, સાંભળી સાંભળી નિર્જીવ થયેલાં – સંસારના ભારણથી શિથિલ થયેલાં હૈયાઓમાં–વીરતાની ખંજરી ખખડાવે છે. એ જ પ્રેમની ગાથામાંથી સંયમ અને ત્યાગની ગંગા જમના વહેવડાવે છે. એ જ ભક્તિ અને શ્રદ્ધાની વાર્તામાંથી – કર્તવ્યતા અને કાર્યમયતાથી સધાતી – પ્રત્યેક સિદ્ધિના શિખરો શક્ય સમજાવે છે. એ જ બલિદાનોની પુણ્ય કથામાંથી કોઇ પરમ ઇષ્ટ ધ્યેય કાજે, કોઈ પરાર્થ કાજે, કોઇ સમાજ કલ્યાણ કાજે, કોઇ દેશ–કાર્ય અર્થે કોઈ રાષ્ટ્રસર્જન કાજે કોઈ માનવતાના મહામૂલ્યો કાજે, દેહાર્પણની દીક્ષા આપે છે. અને કષ્ટના પ્રહાર – પરિતાપની વેદના, જીવનભરની ચિંતામાંથી, વ્યક્તિઓની – સમાજ કે રાષ્ટ્રના અનિષ્ટોને સળગાવતી ને નવસર્જન કરતી – ચેતન જવાળાઓના પાઠથી કર્ણ ગુંજાવે છે.

સુમન

બસ, બસ હરિણી તું તો મોહિત થઇ ગઈ છે.

હરિણી

જોવું હોય, સાંભળવું હોય, તો એક આખ્યાનમાં કેમ નથી આવતાં!

ચમેલી

[ અકળાયેલા અવાજે ] ઓય – માડી મારી 'હરુ' તો ભૂરકાઇ ગઇ છે.

હરિણી

[પીડિત સ્વરે ચમેલી પાસે જઈ] ચમુ, મારી બ્હેનડી નાનપણથી સાથે ઉછર્યાં, તે તારે મ્હોંયે આ સાંભળવા!

ચમેલી

[હરિણીને છાતીએ ચાંપી] ના – પણ – તને કાંઇ થઈ જાય તેનો વિચાર અમારાથી સહેવાતો નથી.

હરિણી

શું થઇ જાય–શેની ભીતિ છે.

સુમન

હરિણી – તારા ગૌરવની – તારા શરીરની નિર્મળતાની સાચવટની?

હરિણી

સુમનભાઈ – એ હું સમજું છુ. મારા દેહની એને ઇચ્છા હશે–તો હું પરવશ થઈ જઇશ. એ જ ભીતિ છે ને?

[સુમન આડું જુએ છે. ચમેલી સામે જએ છે]

હરિણી

કેમ? કાંઇ બોલો તો ખરાં?

સુમન–ચમેલી

[સાથે–અવાજે] શું કહીએ – તેં કહી નાખ્યું!

હરિણી

તો તમને મારે એ જ કહેવાનું છે કે હું એ જ પ્રસંગની વાટ જોઈ રહી છું.

[સુમન–ચમેલી આંખો વિકાસી કાંઈ બોલવા જાય છે. તેમને હરિણી હાથ વતી – અટકાવે છે.]

હરિણી

હા – મારે એ પ્રસંગમાંથી મારી શક્તિ અને દૃઢતા પારખી લેવાં છે. એ જ પ્રસંગમાંથી મારૂં કૌમાર અખંડિત જળવાઈ કંચન જેવું સિદ્ધ કરવાનો મારો નિરધાર છે. તમે સ્વસ્થ રહેજો. હું જઈશ.

[ હરિણી ઊભી થઈ જાય છે. ]

ચમેલી

ના – ના. બેસ બેસ.

[ હરિણી સ્થિર આંખે પાછું ફરી જોઈ શિર હલાવી જતી રહે છે.]

## પ્રવેશ ૬ ઠ્ઠો

[ યદુવર્મા મહારાજનું લત્તાકુંજ. નાની મોટી વૃક્ષ વેલીઓ લચી રહી છે. પાંચ મોટા વેલાઓની ભરાઉ ડાળીઓની ગૂંથણી કરી વેલના વિશાળ હિંડોળા કર્યા છે. લીલી મખમલની ગાદી તેના પર પાથરી યદુવર્મા વિરાજેલા છે. ફૂલોની મ્હેંક પ્રસરી રહી છે. હાથમાં પીળાં–લાલ ગુલાબનો ગોટો લઈ યદુવર્મા સુવાસની તૃપ્તિ લે છે. સામેથી પ્રભાવતી આવતી દેખાય છે, તેણે પચરંગી શીફોન [chiffon] નું ઓઢણું પહેર્યું છે, વાળમાં બકુલની વેણી ગૂંથી છે. ઝરમરીઆ જરીની ચોળી મધમધતા યૌવનને સંતાડે છે. ઝીણા શીફોનમાંથી આસમાની રંગનો રેશમી ઘૂઘરિયાળો ચણિયો ઘૂમરી નાંખે છે. સોનેરી કંદોરાની નાની ઘંટડીઓ રણકે છે. પગે રૂપેરી ઝાંઝર ખણખણે છે. લચકાતી કટીએ – સાંથળો ઉછાળતી – રંભા રૂપે–ચાલી આવે છે, યદુવર્મા સ્મિત કરી જોઈ
૬ રહે છે.]

યદુવર્મા

પધારો, પધારો, વનદેવી અહીં વિરાજો!

[ પ્રભાવતી બે વિશાળ ડાળીની વચ્ચે સચવાઈ બેસીને એક હાથ ઊંચી ડાળે મૂકી સ્થિર થાય છે. એક પગ ડાળ પર રાખે છે. બીજો પગ ડાળ પરથી લટકી રહે છે. આંગળિયો જમીન સાથ ટેકાઈ ઘૂઘરીનો ક્વચિત્ રણકાર કરે છે – ભ્રમ નચાવી યદુવર્મા સામે જોઈ રહે છે. ]

યદુવર્મા

પ્રભાવતી આજનો શણગાર શું સૂચવે છે?

પ્રભાવતી

આજે અગિયારશ કરી છે. આપને ફળાહાર ધરવા ઉત્સુક થઈ આવી છું.

યદુવર્મા

જગત આખુંયે 'અગિયારશે' અકળાઈ રહ્યું છેઃ શું ફળાહાર કરીએ, પ્રભાવતી!

[ નિઃશ્વાસ નાખે છે. ]

પ્રભાવતી

મહારાજના 'હૈયાને' શેની હાય હોઈ શકે?

યદુવર્મા

માનવ જનતાની અગિયારશની. —

પ્રભાવતી

સમજાતું નથી, પ્રભુ!

**યદુવર્મા**

જોતાં નથી, પ્રભાવતી –! ભરતખંડ ને એશિયામાં પ્રસરી રહેલી ભૂખ! કરોડો હાડપિંજરોનું "ખાઉં ખાઉં" સંભળાતું નથી? એક સૈકાથી લૂંટાયેલાં એશિયાનાં આંસુ સૂકાઈ ગયાં છે – ધરતીની કાળી મજૂરીમાંથી ધાન્ય મળતાં નથી – ને પકવનારને અહોનિશના અપવાસ છે. ભારત–ચીન અને ઈરાનના કારીગરોની આંગળિયોના કીમિયાથી જગતના બજારો ચકિત થતાં હતાં–બ્રિટન – જર્મની – જાપાનના યંત્રોએ તે આંગળિયોને ઓશિયાળી કરી દીધી. તે કીમિયાઓને કાટ ચડયો – યંત્રોની સમૃદ્ધિએ વ્યક્તિનો વિકાસ રુંધી નાખ્યો. એશિયાના કારીગરો – પેટભરા મજૂરો થઈ રહ્યા – યંત્રે આત્માને હણ્યો, અને એશિયાને એની સંસ્કૃતીની વિસ્મૃતિ થઈ. કોઈ ટાગોર, કોઈ ઈકબાલે વિલાપ કર્યો. ગાંધીજીએ સૂતરમાં સ્વાશ્રય અને સ્વમાનની સીડી દેખાડી-વ્યક્તિઓને સ્વસર્જનનું ગૌરવ અને આત્મ – વિકાસનો મંત્ર આપ્યો. એ આંગળિયોની કળાના પુનઃ સર્જનમાં ભારતની આર્થિક સમૃદ્ધિનો માર્ગ દેખાડયો.

**પ્રભાવતી**

શું આપ યંત્રોનો વિનાશ ઈચ્છો છો!

**યદુવર્મા**

ના રે ના પ્રભાવતી – પૂર્વકાળમાં ચતુરવર્ણ કરી જેમ સમાજ રચાયું તેમ આધુનિક કાળમાં આર્થિક નિયોજન કાજે યંત્ર અને વ્યક્તિની સીમાઓ નિયુક્ત કરી – રાષ્ટ્ર અને પ્રજાહિતની દૃષ્ટિએ – જીવનનો ક્રમ અને વ્યક્તિઓ અને વર્તુલોનો ધર્મ સર્જવો પડશે.

પ્રભાવતી

મારી સમજ આ સર્વ ગ્રહણ કરી શકતી નથી. પ્રભુ!

યદુવર્મા

એ જ કષ્ટ છે!

પ્રભાવતી

શું?

યદુવર્મા

હા, વર્ષોથી હું શોધું છું, ને મને કોઈ મળતી નથી!

પ્રભાવતી

કોણ?

યદુવર્મા

અગિયારશની અન્નપૂર્ણા —

પ્રભાવતી

આપ કાંઈ અદ્‌ભુત કહો છો.

યદુવર્મા

[ખેદ યુક્ત સ્વરથી] હા – એશિયામાં – ભારતમાં હજારો વર્ષથી 'અગિયારશ' જ છે. મહા સત્યોની સમજની – માનવતા અને રાષ્ટ્ર સમાજ કાજે સ્વાર્પણના મૂલ્યોની – રાષ્ટ્રત્વ અને સ્વત્વની યુતિની. વેદો અને ઉપનિષદોએ સમજેલું – કલ્પેલું – અજેય બ્રહ્માકુળ – જે માનવ જનતાનું નિયમન અને ઉત્કર્ષ નિયમિત સાચવી શકતે – તે અદૃશ્ય થયું. અને તેના વારસોએ વિપરીત વિનીમયથી ભારતની પ્રજાનો વિકાસ – અધિકારની

આણુ હેઠળ – સંસ્કૃતિને શિખરે મૂકી – સામાન્ય – સમાજને અપ્રાપ્ય કરી – રુંધાવી નાખ્યો. સૈકાઓથી ભારતને ભાગ્યે સંસ્કારહીનતા – ચારિત્રહીનતા સાંપડી. મોક્ષના પ્રલોભનથી વ્યક્તિ વિકાસ ને વ્યક્તિની શક્તિ અને સમૃદ્ધિની શક્યતામાં સંકેલી; સમાજ અને માનવકુળને સંસ્કૃતિથી અળગાં કરી દીધાં: અને વ્યક્તિની મોક્ષની લાલસામાંથી ભયંકર – વ્યક્તિ વર્તુલનો સ્વાર્થવાદ ધર્મની જ પ્રેરણા તળે વિકસી – સમાજ ધર્મ અને સમુહ ધર્મ છેદાયા અને મૂડીવાદનો જન્મ થયો.

**પ્રભાવતી**

મહારાજ, મહારાજ આપ શું કહો છો!

**યદુવર્મા**

[ક્ષીણ અવાજે] હા, પ્રભાવતી – મૂડી, એટલે મારું – મારું ને અન્ય કોઈનું નહિ – જ્યાંથી ત્યાંથી મારું મેળવીને સાચવું ને વધારું – અને 'મોક્ષે' કહ્યું કે "માનવીની સાચી મૂડી મોક્ષ છે ને તું મેળવ" અને ભારતનો માનવી મોક્ષ મેળવવાની ભાવનાથી" મારું, મારું સાધી લઉં. એ ઈચ્છાથી સમાજ – સમુહ – રાષ્ટ્ર – માનવજનતા – સર્વ વિસરી – નિષ્ઠુર 'હું'વાદી – 'મૂડીવાદી' થઈ ગયો – કૃપણ થઈ ગયો – કૃતઘ્ન અને કર્તવ્યહીન થઈ ગયો; અને માનવી મટી આજે જંતુ થઈ રહી જીવે છે. તે છતાં ભારતનો માનવી – હજુએ એની મૂર્ખતા અને મૂઢતા સમજતો નથી – અગિયારશો કરી અવતાર સફળ કરવા મથે છે ને વીસરી જાય છે કે હિંદમાં તો સંસ્કારિતાની – શક્તિની – સમૃદ્ધિની – સ્વાતંત્ર્યની – સ્વાશ્રયની સ્વગૌરવની – સર્વજન્ય યુતિની – સમુહભાવની – સામુદાયિકતાની સ્વબલિદાનની – અને પ્રજાના – માનવતાના, સાર્વભૌમત્વ અને સંસ્કૃતીની, સૈકાઓથી અગિયારશ જ છે.

પ્રભાવતી

પ્રભુ – આપની દૈવી વાણી સમજવાની મારી શક્તિ નથી.

યદુવર્મા

[ શિર ખંખેરી સ્થિર આંખે જોઈ, મૃદુ અવાજે ] હા – હા. ભૂલ્યો. મને ક્ષમા કરો – પ્રભાવતી. હું ધ્યાનસ્થ હતો. કાંઈ કાંઈ દશ્યો મારા મન દેહ પર રચાતાં હતાં. ત્યાં તમને આવતાં જોયાં – સંદેહે – ભારત સુંદરી– સંસ્કૃતિ – સમૃદ્ધિ અને શક્તિ રૂપ – મારી પ્રત્યક્ષ ચાલી આવતાં કલ્પ્યાં – ને ભારતમાં વીસરાયેલી એ ત્રિવેણીનું સ્મરણ ઝણઝણી ઊઠ્યું. તમે ‘ અગીયારશ ’ ના ફળાહારનો શબ્દ કહ્યો ને મારું અંતર એ શબ્દોથી વીંધાઈ ગયું.

પ્રભાવતી

આપને આવા પરિતાપ હશે તે હું કદીએ જાણતી ન હતી.

યદુવર્મા

પ્રભાવતી ! એ પરિતાપો હું જ સહી લઉં છું. કવચિત્ છલકાઈ જાય છે.

પ્રભાવતી

હું સાંભળીશ – આપ કહી લો.

યદુવર્મા

શું કહું ? આ કારમી ‘ અગિયારશ ’ થી પીડિત ક્ષુધાતુર ક્ષીણ ભારતને ‘ પારણા ’ કોણ કરાવશે ? આ સદીઓની અગિયારશના સર્વત્રીત ઉપાય – આચાર્યો – શાસ્ત્રીઓ – વિદ્વાનો

કે જ્ઞાનીઓ શોધતા નથી. મઠાધિશો અને મહારાજો પૂર્વજોના ચીલે ચાલી ગૌદાન કરાવી બ્રાહ્મણુને જમાડી લંગોટિયા સાધુને પોષી પોતાના જ વૈભવ અને સ્વસ્થ જીવનને સાચવી રાખવા સિવાય કંઈ જ કહેતા નથી. એ ભુખાવળ – ભૂતાવળ થઈ જઈ આ સર્વ ભૂતકાળના સ્વાર્થી અંધ વિલાસી અને વિપરીત અવશેષોને ભરખી જશે. પ્રભાવતી – પ્રભાવતી ભારતની ભૂમિમાં શોણિતના સાગરો ઉલટશે–વિનાશના તાંડવો ગર્જશે – સમાજનાં બંધનો તૂટશે – ધર્મોની મર્યાદા હણાઈ જશે – કોણ હિંદુ! કોણ મુસલમાન! કોણ ખ્રીસ્તી! કે કોણ બૌધ્ધી! – અને કોઈ નવો યુગ સર્જક – માનવતાનું પુનઃ સર્જન કરી પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિ – વિજ્ઞાન આધ્યાત્મિક તત્ત્વો – અને સાધન – સામગ્રીનો સમન્વય કરી જગતના કલ્યાણાર્થે સનાતન સત્યોને નવા રૂપે રચી સ્વીકારાવશે. એ ‘યુતિપળ’ કાજે જ ભૂમિકા ઘડાઈ રહી છે. અનેકની જીભ્હા પર આવા શબ્દો છે. કોઈના જ હૃદયમાં એની વેદના છે. કોઈકના જ મનમાં એની સાચી અપેક્ષા છે. કોઈકની જ બુદ્ધિ એનું સંશોધન કરી રહી હશે. પ્રભાવતી – પ્રભાવતી તમારા આશ્રયે–

પ્રભાવતી

મારા આશ્રયે – મહારાજ, શું કહો છો પ્રભુ!

યદુવર્મા

હા તમારો આશ્રય – તમે જેનાં સ્વરૂપ છો. તમે જેના પ્રતિક છો, તમે જેનાં વારસ છો – એવી – ભારત પુત્રી – યોગીની ગાર્ગી અને પાવીની ગંગા – નો આશ્રય – તમે જ. ભારતની સ્ત્રીઓજ – ભારતનો ઉદ્ધાર કરી શકશે. ભારતની રમણીઓજ સંસ્કૃતિની સંસ્થાપના કરશે. ભારતની કુમારીઓ જ –

ચંડિકાઓ થઇ બે હજાર વર્ષના ભૂતકાળને ભૂસી નાખશે. અને રણરાણીઓ થઈ—કરોડો સપુત્રોની માતાઓ થઈ ભારતની ભૂમિપર જગત ઉદ્ધારક સંસ્કૃતિની શક્તિપતાકા ફરકાવશે.

પ્રભાવતી

મહારાજ—શું આ આપનાં સ્વપ્નાં છે—હું આભી થઈ ગઈ છું. આપને મેં કથામાં—પ્રવચનમાં સાંભળ્યા છે. પણ આજે તો મારી આંખે અંધારાં આવે છે.

યદુવર્મા

શેના 'અંધારાં' છે પ્રભા! શા કારણે 'પ્રકાશ' સહેવાતો નથી.

પ્રભાવતી

પ્રભુ, સમજાતું નથી—

યદુવર્મા

સાચું છે. અંધકારનો એ ગુણ છે. અંધકારમાંથી નીકળતાં પ્રકાશનો તાપ જીરવાતો નથી. આંખે આડા હાથ દેવાઈ જાય છે ને અંધકારમાં જ રહેવાનું ગમે છે. પણ આત્મપ્રકાશ વિના જીવન કેવળ કીડિયારું થઈ જાય છે. પ્રભા—પ્રભા આજે હું રુંધાઈ ગયો છું. મારું મન ઉકળી ગયું છે.

પ્રભાવતી

હા, હું આપની પાસે કોઈક હેતુથી આવી, તે આપની વાણીમાં વીસરી ગઈ.

યદુવર્મા

[મૃદુ અવાજે—હેતાળ આંખે] કહે, પ્રભા શું છે!

પ્રભાવતી

હા – હવે તમે સમજાઓ છો. તમે અનેક સ્વરૂપ લઈ શકો છો – નહિ ?

યદુવર્મા

હશે ! પ્રભા, તારી શું ઇચ્છા છે !

પ્રભાવતી

ના – ના. મહારાજ મેં તો તમને શૃંગારી અને મોહક રૂપે જોયા હતા – વિલાસ અને વાણીના મુરલીધર રૂપે જોયા હતા – પણ આજે હું નિરાશ થઈ ગઈ છું —

યદુવર્મા

કેમ ?

પ્રભાવતી

આજે મેં તમને કાળદર્શી – જ્ઞાની તરીકે જોયા.

યદુવર્મા

[ ખેદ યુક્ત સ્વરે ] હજુ ત્યાં જ મારી સીમા છે. પ્રભા !

પ્રભાવતી

એટલે.

યદુવર્મા

મારે વિતરાગ થઈ. બ્રહ્મ – શક્તિ – પ્રાપ્ત કરી – પ્રકૃતિ મિલન–સાધવું છે.

પ્રભાવતી

ઓ – મારા પ્રભુ. ત્યારે અમારી શું હાંસી કરો છો !

યદુવર્મા

ના – ના પ્રભા. વિલાસની તૃપ્તિમાંથી જ્ઞાનની પૂર્ણતા પામી – શૃંગારમાંથી સંન્યાસ શોધું છું.

પ્રભાવતી

અદ્દભુત છો – પ્રભુ. હું શી રીતે સહાય કરું!

યદુવર્મા

તમને કહાવ્યું છે – પ્રભાવતી.

પ્રભાવતી

શું?

યદુવર્મા

હરિણી અને નત્રલિકાને સંગીત અને નૃત્યમય કરવાનું તમારે કર્તવ્ય માનવું.

પ્રભાવતી

[કટાક્ષથી] અને તેમને કુશળતાથી કેળવી, આપની સમક્ષ નૈવેદ્ય ધરવાનું, પણ કહોને?

યદુવર્મા

તે તો જેનું જેવું ભાગ્ય —

પ્રભાવતી

હા – મારું ભાગ્ય તો આપની —

યદુવર્મા

[સ્વસ્થ સ્વરે] શૃંગાર સેવિકા – નું.

**પ્રભાવતી**

[ઊભી થઈ] મહારાજ !

**યદુવર્મા**

[સખતાઇથી] પ્રભા – મારે એકાંતની ઇચ્છા છે —

[પ્રભાવતી ઊભી થઈ ધીમે પગલે જતી રહે છે. મહારાજ ચમકતી આંખે જોતાં ગીતનો આલાપ લે છે. મધુર ગીત સંભળાય છે.]

[ હિંડોલ ]

કંઠ બરન સુધ કર સબ ગંધર્વ ગુની
ગાવે બજાવે સૂર તાલ સંગીત.
સમ દુગન કર ગાવત ભરત મત કે બેવરે
મ ગ સા મ ધ ની ધ મ ગ સા સા ની
ધ મ મ ગ મ ધ મ ગ સા— ધ્રૃ.

# પ્રવેશ ૭ મો

[હરિણીના મકાનનો એક ઓરડો. હરિણી બારી આગળ એક ચિત્તે આકાશ તરફ જોતી ઊભી છે. હેઠળથી એની બાનો અવાજ આવે છે. 'હરુ - આ મકરંદભાઈ આવ્યા છે - માળે મોકલું છું." ]

**મકરંદ**

[ઓરડામાં આવતાં] કેમ છો હરિણી.

**હરિણી**

[ બારીમાં ઊભી રહી ] સારું છે.

**મકરંદ**

[ એક ખુરશી પર ગોઠવાઈ ] બહુ દિવસે તમને મળવાનું મન થઈ આવ્યું ?

**હરિણી**

૭ જવાબ નથી આપતી.

મકરંદ

તમે તો બહાર દેખાતાં જ નથી.

હરિણી

[બારી આગળથી ખસી અંદર આર્મચેર પર બેસી.] હું હમણાં તો નવરી પડતી જ નથી.

મકરંદ

કેમ બહુ રોકાણ છે!

હરિણી

હા.

મકરંદ

એટલું બધું શું છે!

હરિણી

મને હમણાં તો સંગીત અને નૃત્યનો નાદ લાગ્યો છે.

મકરંદ

બૈરાંને ધૂન ચઢે એટલે થઈ ચૂક્યું!

હરિણી

સ્ત્રીઓ પ્રત્યે તમારો મત આવો જ છે કે!

મકરંદ

ના – પણ

હરિણી

પણ શું!

મકરંદ

હું તો પ્રશંસા દૃષ્ટિથી કહેવા ઇચ્છતો હતો કે ઓઓ એક વસ્તુ મન પર લે તે કર્યા વિના રહે જ નહિ.

હરિણી

એ તો ‘ખંત’ કહેવાય.

મકરંદ

હાસ્તો.

હરિણી

પણ તમે તો ‘ધૂન’ કહ્યું ને!

મકરંદ

જરા શબ્દ ફેર પડચો.

હરિણી

ના ‘ભાવ’માં ફેર છે.

મકરંદ

એટલે

હરિણી

સાચું કહું – તમે ધૂન જ કહેવા ઇચ્છતા હતા. ધૂન એટલે મન પરે કાંઈ વસ્તુ ચોંટી જાય ને નીકળે જ નહિ – obsession – કહોને. ખંત એટલે persistance ચીવટ ભર્યું મહેનતું પણું –

મકરંદ

[ હસી ] હા. એમ માનો!

હરિણી

એ ભલે – પણ મને રાજી રાખવા તમે ધૂનને બદલે ખંત કહ્યું !

મકરંદ

[મલકાઈ] હાસ્તો – તમને રાજી રાખવાનો મારો ધર્મ માનું છું.

હરિણી

ખોટી રીતે પણ.

મકરંદ

એટલે.

હરિણી

અપ્રમાણિક રીતે પણ.

મકરંદ

કેમ આમ કહો છો.

હરિણી

જુઓને. સાચી વાત! તમે ધૂન કરી કટાક્ષ કરી વખોડતા હતા, પણ પછી ખંત કરી પ્રશંસા કરી વખાણ કર્યાં. તેમાં અપ્રમાણિકતા – મન અને વચનનું – સ્પષ્ટ – નથી લાગતું.

મકરંદ

અ–હો–હો. હરિણી એ૫ પગલે પગલે ને પ્રત્યેક શબ્દે પ્રમાણિકતાની પરખ કરવી, ક્યાં પાલવશે!

હરિણી

કેમ એમાં હરકત શી?

મકરંદ

જીવાય નહિ.

હરિણી

કારણ!

મકરંદ

વ્યવહારમાં, વ્યાપારમાં આવી સ્પષ્ટ અને સીધી વાતો પળભર પણ નભે નહિ ને નિષ્ફળતા જ મળે.

હરિણી

હશે. પણ અંગત સંબંધો હોય – ત્યાં તો એવા પ્રમાણિકતાના પાયા પર જ સાચા સુદૃઢ સંબંધો ટકાવી રખાય!

મકરંદ

હરિણી – તમે કહો છો તે યોગ્ય હોય તોયે સર્વેને સ્પષ્ટતા કે સીધાપણું પસંદ નથી.

હરિણી

કોઇ માનસિક છેતરામણમાં સુખ માનતાં હોય તો જુદી વાત –

મકરંદ

સોએ – નવાણું – માનસિક છેતરામણમાં જ રાચે છે ને જીવે છે.

હરિણી

હું તેવી નથી.

મકરંદ

ત્યારે તમને શું ઠીક લાગે?

હરિણી

જે સંબંધો અંગત હોય તેમાં સચ્ચાઈનું જ ધોરણ હોવું જોઈએ – રાજી રાખવાની ઇચ્છા કરતાં – એક બીજા મન – સ્વભાવ – વિચાર – ભાવનામાં પૂરતાં આમણસામણ ઓળખતાં અને સમજાતાં હોય તો જ સાચી માન – દષ્ટિ હોય. તે સિવાય તો બાહ્ય સ્નેહ કે વિવેક અને અંતરનો તિરસ્કાર, નહિ તો કટાક્ષ – જ હોઇ શકે–

મકરંદ

તમે બહુ જ વિચિત્ર છો.

હરિણી

ના – વિચિક્ષણ – છું.

મકરંદ

ભૂલ્યો! વળી શબ્દ ફેર થયા.

હરિણી

હા. કારણ કે સમજ ફેર છે.

મકરંદ

હરિણી! આમ જીવન કેમ સરળ ચાલશે.

હરિણી

કોનું.

મકરંદ

તમારું.

હરિણી

[કટાક્ષથી] તમે તેની શુ કરવા ચિંતા રાખો છો ?

મકરંદ

મને તમારા પ્રત્યે બહુ જ ભાવ છે.

હરિણી

હશે તેથી શું!

મકરંદ

[ સ્હેજ હસી ] તમારા જીવનમાં મને સાથી થવાની અભિલાષા છે.

હરિણી

મકરંદ – તમને તેવી આશા રાખવાને કાંઈ કારણ હતું!

મકરંદ

આપણી મિત્રતા.

હરિણી

મને તો અનેક મિત્રો છે!

મકરંદ

[ હિંમતથી ] તેવી આશા રાખવામાં મેં કાંઈ અનિષ્ટ તો નથી જ કર્યું!

હરિણી

ના – પણ કેટલીય અભિલાષાઓ અસ્થાને હોય છે!

મકરંદ

અંગત કહો છો હરિણી!

હરિણી

હા.

મકરંદ

જેવી ઈચ્છા – પણ હું આગ્રહ સેવીશ.

હરિણી

તમારો આગ્રહ નિરર્થક નીવડશે.

મકરંદ

[ ખેદથી ] મારી યોગ્યતા નથી !

હરિણી

[ નરમાશથી ] યોગ્યતાના ધોરણ સરખાં નથી હોતાં, મકરંદ ! વિચાર – વ્યવહાર – વાણી – વર્તન – આશા – અભિલાષા – આદર્શ – આદેશ – ટેવો – ઉછેર – સ્વભાવ – માનસ દૃષ્ટિ – સમજ – સહિષ્ણુતા – નિયમન – સંયમ – સંસ્કારિતા – કર્તવ્યતા – નિશ્ચયતા – ધૈર્ય – એ સર્વનો પ્રમાણુસર મેળ હોય તો જ સ્ત્રી પુરુષનો સંસાર સુખી થાય છે અને વ્યવહારમાં શોભે છે !

મકરંદ

[ અચંબાની આંખે ] અ – હો – હો ! હરિણી, આટલો બધો મેળ શોધવા જાય તો નવ્વાણું ટકા લગ્નો અશક્ય થઈ રહે !

હરિણી

સો એ સો ટકા સંભવિત છે.

મકરંદ

મનાય જ નહિ?

હરિણી

કારણ, તમે કે પરણનારાં સર્વે, આ ધોરણ સમજવા કે સ્વીકારવા, તત્પર નથી.

મકરંદ

પણ એટલો બધો વિચાર જ કોણ કરે છે?

હરિણી

એ જ દુઃખ છે; ને આપણા સંસારમાં કેવળ સાધન-સગવડની શોધ હોય છે!

મકરંદ

ત્યારે શું - હમણાંના આંતર - ન્યાતી લગ્નો સાચાં સ્નેહ-લગ્નો નથી. તેવા જોડાનો મેળ નથી એમ કહો છો?

હરિણી

એ તો "જોડલી" ઓને પરણ્યા પછી પાંચ વર્ષે પૂછી આવો! ને તે પણ તે ઊંઘમાં સાચું કહી દે તો જ ખબર પડે!

મકરંદ

કેટલાંય સુખી જણાય છે!

હરિણી

[હસી] તો શું તેમના ગૃહજીવનના ગુપ્ત અસંતોષો અને મનના કલેશો - જનતાની હાંસી કાજે પ્રદર્શનમાં મૂકે!

મકરંદ

તે બધાં દુઃખી હશે એમ કહો છો ! આ કેળવાયલીઓ કાંઈ ધોરણ વિના પરણ્યાં હશે ?

હરિણી

કોઈ સુખી પણ હશે. ને ધોરણ પણ હશે. પણ એ ધોરણ, સાધન – સગવડના – કેવળ શરીર સુખની દૃષ્ટિના –

મકરંદ

તો શું આ દ્રવ્યની દૃષ્ટિથી જ થતું હશે ?

હરિણી

તમને બીજું કાંઈ જણાય છે ?

મકરંદ

કેમ ?

હરિણી

મોટર – બંગલા – રસોઈઆ – વસ્ત્રાલંકાર – સાહેબી – મોજશોખ ને જ કન્યાઓ પસંદ કરે છે; તે ગણત્રી કરો તો ખાત્રી થશે, કોઈ કેળવાયલી કન્યાએ કોઈ ચારિત્રવાન સામાન્ય સુખી કે શ્રમજીવીની સાથીદાર થઈ સંસાર ઉજાળ્યો ને સમાજને દૃષ્ટાંત આપ્યું ? કહો તો ખરા !

મકરંદ

[ ઊભો થતાં [ ખરું લાગે છે – જાઉં છું.

હરિણી

[સ્મિતથી] મકરંદ. તમે સજ્જન છો. હું તમારી મિત્ર છું હો ?

મકરંદ

[દ્રવતી આંખે] હું તમારી મિત્રતાને પાત્ર થવા પ્રયાસ કરીશ.

[હરિણી ઊભી થઈ 'જે–જે' કરે છે મકરંદ ત્વરાથી જાય છે.]

# પ્રવેશ ૮ મો

[ મહારાજના કૃષ્ણ ભૂવનનો એક મોટો ખંડ આરસથી મઢેલો છે. પૂર્વ પશ્ચિમની ભીંત પર સામસામે મોટા મોટા આયના છે. છતનો આકાર ઘૂમટ જેવો છે. ચારે ખૂણાના ટેબલ પર નરઘાં – સિતાર – બીન–ઝાંઝર–સારંગી વિ. મૂકેલાં છે. આડી ભીંતને ટેકવી મોટા 'દીવાન' છે. તેની પર કાચના કબાટની લાઈનો છે. તેમાં ભાત ભાતના નૃત્યને અનુકૂળ વસ્ત્રો ગોઠવેલાં છે. એક તરફથી પડદો ખોલી પ્રભાવતી નૃત્યના વસ્ત્રો અને અલંકાર પહેરી હરિણી અને નવલિકાને લઈ અંદર આવે છે. ચમકતા – લપસાઈ પડાય તેવા આરસ પર હરિણી અને નવલિકા જોઈ રહે છે. ]

નવલિકા

ઓરે – આતો સરી પડાય – હરુ બહેન !

હરિણી

૮ [સ્હેજ પગ ફેરવી] છે તો એવું જ.

પ્રભાવતી

[સામું જોઈ] અહીં જ તમારે [practice] પ્રેક્ટીસ કરવાની છે.

હરિણી

જરા કાંઈ પાથર્યું હોય તો પ્રભા બહેન!

પ્રભાવતી

ના, પહેલે જ ઠમકે પડવું હોય તો પથરાય—ને નૃત્ય કદીએ શીખવું ન હોય તો પછી પથરાય.

નવલિકા

એમ કેમ?

પ્રભાવતી

નૃત્ય એટલે શરીરના ડોલન સાથે પગની પાનીને અંગુલીઓનું ચાપલ્ય—સ્થિર ઊભેલાં જણાય ત્યાં તો એકજ ઠમકથી દશ કદમ સરરર લઈને સરી પડવાનું.

નવલિકા

ને ખરેખરાં લપસ્યાં તો!

હરિણી

તો વળી ધબ લઈને પડીએ ને કળ વળે ત્યારે ઊઠવાનું.

પ્રભાવતી

ના—જી ચાબુક જોઈ છે?

હરિણી

કેમ?

પ્રભાવતી

પડે તેને બે સાટકા અને તુરત ઊઠતાં વિલંબ કરે તેને પાંચ સાટકા – એવો અહીં નિયમ છે.

નવલિકા

[ તાળી પાડી ઊઠી ] ઘણી મજાહ !

પ્રભાવતી

[ વિસ્મયતાથી ] કેમ ?

નવલિકા

હું તો જાણે ઠીક. પણ આ હરિણી બહેન બહુ કોમળ અને લાડીલાં છે તે જરૂર લપસી જશે. પછી હું નાચતી નાચતી ત્રાંસી આંખે જોઈશ કે કેટલા સટાકા પડ્યા.

પ્રભાવતી

[ ખડખડાટ હસી ] ને તું પડી જાય તો ?

નવલિકા

હું તો લપસું જ નહિ ને !

હરિણી

કેમ ન લપસે.

નવલિકા

જો જો ને.

પ્રભાવતી

હવે તમે નૃત્યના વસ્ત્રો પહેરી લો !

હરિણી

આ નહિ ચાલે.

પ્રભાવતી

ના. હરિણી બહેન તમે આ નંબર એક વાળું ઓઢણું ને ઘાઘરી છે તે લઈ લો, ને નવલિકા તારે કાજે તું નંબર નવની કંચુકી ને ઊંચી ઘાઘરી છે તે લઈ લે.

નવલિકા

ઉં,હું. એ તો પગ બધા ઊઘાડા દેખાય.

પ્રભાવતી

તે આખુંએ શરીર ઊઘાડું દેખાય તેવું પણ પહેરવું પડશે.

હરિણી

શું કહો છો?

નવલિકા

હશે ત્યારે હરુ બહેન તમે પહેરશો એટલે મને કાંઈ વાંધો નહિ.

હરિણી

[આંખ કાઢી] પ્રભોબહેન. એ બધાની શી જરૂર છે!

પ્રભાવતી

નૃત્યમાં નિપુણતા પામવી હોય તો પૂર્ણ શિક્ષણ નગ્ન નૃત્ય સુધીનું લેવું પડશે.

હરિણી – નવલિકા

[સાથે] ઓ રે માં.

પ્રભાવતી

તે જ નૃત્યનું અંતિમ આસન છે. અને તે નૃત્યનું ચાપલ્ય અને ચાતુરી એટલી હોય કે નૃતિકા નગ્ન છતાં તેણે ઝીણું

લુગડું પહેર્યું હોય તેમ નૃત્યમાં આંતરથી જણાય, ને નૃત્ય કરતાં કરતાં ઓઢણું તેની કાયા પર વીંટળાતું જાય – ને આખીએ કાયા કળામય રીતે સંપૂર્ણ ઢંકાઈ રહે ને નૃત્ય સમાપ્ત થાય.

નવલિકા

ત્યારે તો તેની સાથે કાંઈ સંગીત હશે ને !

પ્રભાવતી

હાસ્તો, વરસાદની હેલી હોય, ને વર્ષાના પાણીથી તરબોળ થયેલાં ચીર ગોપીએ કાઢ્યાં ને નવાં પહેર્યાં, તે પ્રસંગે મુરલીધરે વાંસળી વગાડી વર્ષાને હળવી થવા મેઘરાજાને વિનવ્યા તેનું સંગીત.

નવલિકા

Entrancing પ્રભાબહેન તમારા વર્તનથી મને ઘેન ચઢે છે.

પ્રભાવતી

[પાસે આવી વાળ પંપાળી] નવલીબહેન નૃત્ય અને સંગીતના ઘેનમાં જ ઉન્માદની ભયંકરતા છે.

નવલિકા

ઉન્માદ! આવી રસમય સ્થિતિમાં તો કેટલીએ અમી હોય.

પ્રભાવતી

હા, બહેન તે તો જેવી વ્યક્તિની પ્રકૃતિ અને તેની પરિસ્થિતિ.
[નવલિકા સ્થિર આંખે પ્રભાવતી સામું જોઇ રહે છે અને પ્રભાવતી સ્હેજ મ્લાન સ્મિત કરે છે.]

હરિણી

હશે ! પ્રભા બહેન આજે હમે શું કરીએ.

પ્રભાવતી

તમને શ્રી. જાનકીદાસજીએ કાંઇક [Theory] થીયેરી તો કહી હશે. હું સ્હેજ પ્રાથમિક પગલાં દેખાડું.

હરિણી

ના, જાનકીદાસજી પાસે હમે ગયાં જ નથી. હમને યદુવર્મા મહારાજે સીધાં અહીંજ મોકલ્યાં.

પ્રભાવતી

એ—મ. સમજાયું, તેથી જ આ વિવાદ થયો, વારું તો તમે મહારાજશ્રી પાસે પધારો અને નૃત્યની રેખાઓ સમજી આવો. પછી જ મારું કાર્ય મારાથી લઇ શકાય.

નવલિકા

પણ પ્રભાબહેન હમને કાંઇ જરા તમે તો બતાવો.

પ્રભાવતી

[નવલિકાને પાસે લઈ] બહુ હોંશિલી છે. બહુ જ સંભાળવું પડશે. બહેન !

હરિણી

પ્રભાબહેન હમારા પર કૃપા કરો. તમારી નૃત્યકળાની નિપુણતાની પ્રશંસા કેટલીએ સાંભળી છે,

પ્રભાવતી

[હળવેથી] હા, બહેન સંસારની દેવીમાંથી નૃતિકા થઇ– !

નવલિકા

[ઉત્સુકતાથી] શું કહ્યું – પ્રભાબહેન!

પ્રભાવતી

[કઠોર અવાજે] કાંઈ જ નહિ – તમે બેઉ જરા બેસો તમને ઇચ્છા છે, જોઈ લો!

[પ્રભાવતીનો પગ ઠમકે છે. કમરનો વાંક વળે છે. હાથની કમાન થાય છે. અને "કામદેવના શર સાધન" નું નૃત્ય શરૂ થાય છે. પગનાં ઝાંઝર અને કરના કંકણની ઘૂઘરીઓ અનુકૂળ સંગીત કરે છે. હરિણી સ્થિર આંખે જુએ છે. નવલિકાની આંખો ચમકી ઊઠે છે. નૃત્ય – કામદેવના તીરથી ઘવાયેલી કામિની પૃથ્વી પર ઢળી પડતાં સમાપ્ત થાય છે. નવલિકા, હરિણી બેઉ ઊભાં થઈ જાય જાય છે. પ્રભાવતી સ્વસ્થ થઈ – વસ્ત્રો સ્વસ્થ કરી બેસી જાય છે.]

નવલિકા

ઓ પ્રભાબહેન – મને આવું આવડે તો.

હરિણી

હવે ચાલ – પ્રભાબહેન જઈએ.

[પ્રભાવતી શિર હલાવે છે – હરિણીને નવલિકા જાય છે. પ્રભાવતી સૂર ગણગણતી બેસી રહે છે. તુરત જ હરિણી પાછી અંદર આવે છે. પ્રભાવતી સામું જુએ છે.]

પ્રભાવતી

[વિસ્મયતાથી] કેમ!

હરિણી

[પાસે આવી સામે બેસી મૃદુ અવાજે] તમારી પાસેથી કાંઈક સાંભળવાનું મન થયું છે.

પ્રભાવતી

[સખ્તાઈથી] શું છે?

હરિણી

તમારા શબ્દો મેં સાંભળ્યા!—

"સંસારની દેવીમાંથી નૃતિકા થઈ" તે.

પ્રભાવતી

[ઉદ્વેગથી] તેમાં તમારે શું બહેન!

હરિણી

પ્રભાબહેન—મારા મોટા બહેન —હવે નહિ સમજાવો!

પ્રભાવતી

શા વાસ્તે કહું! મારી હાંસી કરવી છે?

હરિણી

[આંખમાંથી આંસુ ટપકી પડે છે] હાંસી—ના—ના બહેન. મને કહો—તમારી નાની બહેન માનો—તમને સ્હાય કરું!

પ્રભાવતી

[હસી પડી] શું સ્હાય કરે! ક્ષમા કરજે 'તું' કહેવાઈ ગયું.

હરિણી

ના—ના 'તું' જ કહો મને મીઠું લાગ્યું? પણ કહો.

પ્રભાવતી

કશું નથી, હરિણી.

હરિણી

નહિ કહો, ત્યાં સુધી જઇશ નહિ.

પ્રભાવતી

સાંભળીને શું કરીશ.

હરિણી

તમે કહેશો -તે.

પ્રભાવતી

વિશ્વાસ આપે છે.

હરિણી

મારું વચન છે.

પ્રભાવતી

વચન! વચનનાં મૂલ્ય ક્યાં છે, હરિણી!

હરિણી

જુઓ મારે મન મારું વેણુ ને મારું શીલ એ બેઉ જ અમૂલ્ય છે. પ્રાણુ જાય પણુ એ ન જાય. હવે સમજ્યાં

[ચમકતી આંખે સામું જુએ છે.]

પ્રભાવતી

વારૂ-પણુ તેમાં તને કે મને કશો લાભ નથી.

હરિણી

કોણુ જાણે! પણુ તમારું હૈયું હળવું થશે-ને મને જ્ઞાન મળશે.

પ્રભાવતી

જ્ઞાન!

હરિણી

હા – મારે યદુવંશમાં મહારાજને ઓળખવા છે?

પ્રભાવતી

કેમ?

હરિણી

એ મહાન શક્તિશાળી છે, છતાં વિલાસમાં એમની શક્તિઓ વ્યર્થ જાય છે.

પ્રભાવતી

તે તું શું કરે?

હરિણી

એવી ભવ્ય શક્તિઓ સમાજ અને રાષ્ટ્ર કાજે કેટલીએ સિદ્ધિ આપી શકે –

પ્રભાવતી

અહોહો–તું તો અજબ વાત કરે છે ને – હવે સમજાયું.

હરિણી

શું?

પ્રભાવતી

કે મહારાજશ્રીને તારા પ્રત્યે કેમ આકર્ષણ છે.

હરિણી

તેની મને કશી પરવા નથી, પ્રભાબહેન –

પ્રભાવતી

હા પણ મને છે ને;

હરિણી

કેમ !

પ્રભાવતી

સાચું પૂછે છે, હરિણી ?

હરિણી

હા.

પ્રભાવતી

તું મહારાજની થાય તો પછી મારું સ્થાન ક્યાં ?

હરિણી

[ ઉદ્વેગથી ] તમે મને એવી જ માની ?

પ્રભાવતી

ના – તારી વાત નથી. બહેન મહારાજની શક્તિથી તું પરવશ થઈ જાય ?

હરિણી

પ્રભા બહેન ! તમે નિશ્ચિંત રહેજો. તમારું સ્થાન હું સમજું છુ. તે હોય તો તેને ઉતકૃષ્ટ કરવા હું પ્રાણ પાથરીશ.

પ્રભાવતી

ખરેખર હરિણી ?

હરિણી

હા – પણ મને તમારા શબ્દો સમજાવો. પ્રભાબ્હેન મને તમારી માનો.

પ્રભાવતી

હરિણી – વર્ષોની વાત છે. આઠ આઠ વર્ષની વયે મારી બાએ સુખી કુટુમ્બમાં મારો સંબંધ કર્યો. તેરમે વર્ષે હું પરણી. ચૌદમે વર્ષે મને સાસરે વળાવી – કેવી હોંશ ભરી હું શરીરના સ્વામીને મળી. કાંઈ કાંઇ કલ્પના કરી હતી. કાંઈ કાંઈ ઊર્મિઓથી છલકાતી હતી. પતિને ખોળે એ સર્વ સમાઈ ગઈ. પતિ હતો તો સદ્‌ગુણી; સ્વભાવનોએ સારો. પણ ઈર્ષાળુ ને રિસાળ. મને ક્વચિત્ રડાવે ને હસે – હું ચૂંટી ખણું ને એ ચીંમટો ભરે. એમ બે વર્ષ વહી ગયાં. મને છોકરું ન થયું – ને સાસરીમાં તસકા શરૂ થયા. ભૂવા – જતિ – ધાગા – દોરા – માનતા – માતા – બાવા – જોગી – કોઈ બાકી રહ્યું નહિ – પતિએ ફકીર ને મસ્જિદ દેખાડયાં. શરીરે પરવશ થયેલી – મનથી અકળાયેલી – હૈયામાં ત્રાસેલી – એક પ્રસંગે તાવીજ લેવા જતાં શિકારીઓમાં સપડાઈ – અને જેમણે મને પતિતા થવા ધકેલી હતી તેમણે જ પકડાઈ જતાં મને તરછોડી, ઘર બહાર હડસેલી મૂકી, શિકારીઓ તો વાટ જ જોતા હતા. જ્યાં સ્રીઓ ચામડીને રંગી, પુરુષની પામરતાને નિત્ય પોષી છૂપી હાંસી કરે છે, ત્યાં મને લઈ ગયા. મારું મન મલિન નહોતું. શરીરના આવા દુરાચારી જીવન જોઈને જ હું ત્યાંથી અચાનક નાસી છૂટી. શહેરથી દૂર ખેતરોને રસ્તે, ગામડાંને સ્ટેશને જઈ પહોંચી. સારે નસીબે ત્યાં ગાડી ઊભી હતી અને હું ગભરાયેલી અંદર દોડી ગઈ – જાનકીદાસે ક્યાંકથી આવી સ્રીઓ બેઠી હતી તે ડબાનું બારણું ખોલ્યું ને હું અંદર

બેઠી – ત્યાં મહારાજશ્રીનો વર્ગ હતો. અને હું તેમાં ભળી ગઈ. તેમની સાથે જ રહી – મારા પર મહારાજની આંખ હતી – તેમની પ્રેરણાથી મારી પાછળ તેમના અનુયાયિઓએ પરિશ્રમ લીધો, – સંગીત – નરઘાં – વાજીંત્રો – નૃત્ય – કાવ્ય – કથામાં હું પ્રવિણ થઈ – મારું વાચન પણ વિશાળ થયું – નહિ કલ્પેલી – સૃષ્ટિ મારી દષ્ટિએ આવી – હું સરખી–સામાન્ય સ્ત્રીને પણ સંસ્કાર શિક્ષણ અને સુંદર સાહિત્ય મળે તો તેના સ્વભાવ – માનસ – ભાવના વૃત્તિઓ – વિચારોમાં કેવું પરિવર્તન થાય તેનું હું જીવંત દષ્ટાંત છું – સ્ત્રીને સાનુકૂળ સંજોગો મળે, ઉચ્ચ સહવાસ હોય – અને તેનું સ્વમાન જાગ્રત કરાય, તો તેની શક્તિઓ કેવી શ્રેષ્ટતા પામે તેની મને પ્રતિતી થઈ. તમે તો કેળવાયલાં છો. તમને શું સમજાવાનું હોય – મને અચાનક અભિમાન જાગ્યું. સર્વ વાતાવરણમાં વૈભવ અને વિલાસ હતા. મનોનિગૃહ કે શરીર નિયમન સમજાયું નહિ. સંયમનો વિચાર પણ નહોતો. બુદ્ધિની નિર્મળતા અને હૃદયની સ્નેહાળ આર્દ્રતા છતાં શરીરની અનેક ક્ષુધાઓને પોષે અને મનને અહોનિશ વાસનાના નિશામાં રોકે, એવી જ આસપાસની વ્યવસ્થા હતી. મહારાજ મને મળતા – અને તેમનું અદ્દભૂત વ્યક્તિત્વ મને આકર્ષતું – તે અળગા જ રહેતા અને હું તેમને મહાત કરવા તલસતી. હું સમજી નહિ કે એ તો પ્રયોગ જ હતો – હશે, હું મહારાજને ખોળે સૂતી અને મને એક બાળક સાંપડ્યું. [ ગળે ડૂમો ભરાઈ જાય છે ] તેની વ્યવસ્થા થઈ ને મારે એને તજવું પડ્યું.

હરિણી

તમારા બાળકને તમારે તજવું પડ્યું. શું કહો છો કારણ !

**પ્રભાવતી**

તે તો મહારાજશ્રી જાણે બહેન!

**હરિણી**

પ્રભાબહેન તમે સ્વેચ્છીત તમારું જીવન સમર્પ્યું ?

**પ્રભાવતી**

દેખીતું કશુંએ દબાણ ન હોતું – પણ આકર્ષણ અવર્ણનિય અને અસહ્ય હતું. એ તો, હરિણી બહેન શી રીતે સમજાવાય–! સ્ત્રી અને પુરુષના અરસ પરસ આકર્ષણ તો સ્વાભાવિક છે, પણ કોઇ વ્યક્તિની જાદૂ ભરી ખેંચ હોય છે. મન વ્યાકુળ થાય, આંખ તેને જ જુએ. કલ્પનામાં તેની મૂર્તિ તર્યા કરે, વિચારમાં તેનું રટણ રહ્યાં કરે, અને તેની અતિ નિકટતામાં જ તૃપ્તિ રહે – તેને શરણે જવામાં જ સાંત્વન થાય – તમને તો વિમાસણ આવે બહેન! મને તો સર્વ અનુભવ થઇ ગયાં. પત્નીમાંથી પતિતા થઈ. પતિતામાંથી સેવિકા થઇ – સેવિકામાંથી શિક્ષિતા થઇ – અને હવે હમણાં તો સ્નેહરાગી છું. પ્રભુ જાણે કેટલો સમય તે પણ રહેશે!

**હરિણી**

એવું શું બોલો છો પ્રભાબહેન!

**પ્રભાવતી**

શું કહેવાય.

**હરિણી**

કેમ ?

**પ્રભાવતી**

સાચું કહું માઠું નહિ લાગે.

હરિણી

ના – ના–મને કહો.

પ્રભાવતી

મને તમારો ભય છે.

હરિણી

મારો ?

પ્રભાવતી

હા, મહારાજને –

હરિણી

ઓહ – સમજી – ફરી કહેશો નહિ – પ્રભાબહેન તમે શાંતિ સેવજો. તમારું સુખ હું નિશ્ચિંત કરીશ.

ભાવતી

[ ઊઠી હરિણીને ખભે હાથ મૂકી ] મારી બહેન છો – હો –

હરિણી

[ ગદ્‌ગદિત્ કંઠે ] પ્રભાબહેન મારું વેણુ છે.

[ હરિણી ફરી જતી રહે છે – પ્રભાવતી હેઠળ બેસી માથું ટેકવી નજર ઢાળી બેસી જાય છે. મંદ સ્વરે વિરહી ગીત ગાય છે. ]

[ પરજ ]

મગ ચલત કા'ન કર અટકી,
હો દધ બેચન જાત જુજરીયાં:
છીન લીની મટકી પટકી. ધ્રૂ.
અનત દેશ કી હું મેં ગુજરિયાં,
ભૂલી ફિરત ભટકી ભટકી., ધ્રૂ.

# પ્રવેશ ૯ મો

[ શ્રી યદુવર્મા મહારાજના કૃષ્ણ ભુવનનનો એક ચોરસ ખંડ. આખા ખંડમાં સફેદ સાદડી પાથરી છે છે. દિવાલની ચારે તરફ અગણિત પુસ્તકોથી ભરેલા કબાટો છે, વચમાં એક મોટો સોફા છે. પાસે નાનું ટેબલ છે. સ્હેજ દૂર એક ગોળ ટેબલ છે. આસપાસ ચાર ફરતી ખુરશીઓ છે. ટેબલ પર કેટલાંક સામાયિકો છે. "Vedanten" અને "New Age" વેદાંતીન અને ન્યુ એઇજ [નુતન કાળ] ["Home Craft Monthly" હોમ ક્રેફ્ટ મન્થલી 'ગૃહ – કાળ' માસિક અને 'Art and Beauty' કલા અને સૌંદર્ય – પાક્ષિક જેવાં વિવિધ વાચન જોતી ટેબલ આગળ હરિણી ઊભેલી છે. યદુવર્મા મહારાજ એક બારણાનો પડદો ખસેડી અંદર આવી હરિણીને જોતાં ઊભા રહે છે. હરિણી – ફરી યદુવર્માને

૯ જોઈ, સ્હેજ અચકાઈ; હસી જુએ છે. ]

યદુવર્મા

શું જુઓ છો – હરિણી.

હરિણી

આપનો વાચન વ્યવસાય વિચિત્ર છે.

યદુવર્મા

કેમ.

હરિણી

આ બધાં માસિકો વિવિધ વિષયના વિવેચક છે. આપ સર્વે વાંચો છો?

યદુવર્મા

તમે શું ધારો છો?

હરિણી

હું શું સમજું!

યદુવર્મા

એના પાનાઓ ઊથલાવશો તો મારી દોરેલી આડા–ચિહ્નો અને નોંધ પણ જણાશે.

હરિણી

આપ આટલો અવકાશ મેળવો છો એજ વિસ્મય લાગે છે.

યદુવર્મા

કેમ?

હરિણી

સંધ્યા – સેવા – શિષ્ય – બોધ – આગંતુકો સાથે વાર્તાલાપ-કથા પ્રવચનો – આપનો કેટલોય સમય લેતાં હશે?

યદુવર્મા

હા. હજી કાંઇક રહી જાય છે – વ્યાયામ અને —

હરિણી

વ્યાયામ !

યદુવર્મા

વ્યાયામ તો અનિવાર્ય છે. અહીં સમૂહ વ્યાયામનો ક્રમ છે.

હરિણી

ખરૂં તો આ બધુ વાચન જ આપના અદ્ભુત કથનનું મૂળ છે.

યદુવર્મા

હા. એ વાચન – ચિંતવન – સ્તવન અને પૂજન – વિચારમાં વિવિધતા આપે છે. અને વાણીને પ્રબળ અર્પે છે. પણ —

હરિણી

હજી – પણ શું રહ્યું ?

યદુવર્મા

જીવનને આહ્લાદ અને વિદ્યુત તો સંગીત અને સંવનન જ આપી શકે છે.

હરિણી

સંવનન !

યદુવર્મા

હા, હરિણી કોઈ વિચારના વિવિધ તરંગો – કોઈ આદેશ પ્રત્યે તાદ્રમય – ભક્તિ અને કર્તવ્યાર્પણ – કોઈ ધ્યેયનું ચિંતવન – કોઈ આદર્શનું નિરંતર સ્તવન – કોઈ ભાવનાનું

અહોનિશ પૂજન, એ આત્માના સંવનન છે, કર્મ સિદ્ધિના અનિવાર્ય સાફલ્ય સ્તંભો છે. પણ જે વ્યક્તિમાં દેહ – હૃદય – મન અને બુદ્ધિની પૂર્ણ એકતાનતા હોય – વિચાર વાણી અને વર્તનનું સંપૂર્ણ સામ્ય હોય, અને એકાગ્રતા અને આર્દ્રતાની યુતિ હોય ત્યાં જ – વિશ્વતત્ત્વ પ્રકાશ પામે છે; ને તે વ્યક્તિમાં 'વિભૂતિ' સર્જાય છે – અને એવી વિભૂતિઓ જ કાળના વહનને નવી રીતે કેળવી સમાજના રૂપાંતરો સાધ્ય કરે છે.

હરિણી

એવી વિભૂતિઓ તો શોધી સાંપડતી નથી —

યદુવર્મા

હરિણી, શોધી જડે નહિ તે સાચું છે – એ તો કાળક્રમ અને વિશ્વઆત્મા શોધી શોધી અનેકનું પારખું કરી કોઇ એક વ્યક્તિને તેની પ્રેરણા કરી તેની ઈચ્છા – તેનાં બળના – સાધનરૂપે સર્જે છે. જ્ઞાનીઓ – જે સાચા જ્ઞાનીઓ છે – તે પોતાને – પરિશ્રમથી – વિધિના આવાહ્ન કાજે તત્પર રાખે છે – અને છતાં વિધિ અનેકવાર પસાર થઇ જાય છે. અને અનેક જ્ઞાનીઓ વિસારે પડે છે, અને સંતાપમાં સડતા રહે છે. વિધિને પણ આકર્ષે અને કાળ – બળને ઓળખી – સમજી સ્વીકારી – પોતાને તેના સાધન રૂપે અર્પણ કરી દે, તે જ – કાળ – પુરુષ માનવજનતામાં ક્રિયાત્મક તત્વો અને ક્રાન્તિના વહનો વહેતા મૂકી તેનું નિયમન કરે સમાજ અને સંસ્કૃતિની પુનઃ રચના કરી શકે છે.

હરિણી

યદુવર્માજી આટલા વિશાળ જ્ઞાન છતાં પણ આપ કેમ આ જીવનમાં રાચો છો!

યદુવર્મા

કયું જીવન?

હરિણી

આ – વિલાસનું, વૈભવનું અને —

યદુવર્મા

[તીક્ષ્ણ આંખે] અને કહી લો!

હરિણી

[સ્વસ્થતાથી] અને વાસનાનું —

યદુવર્મા

[ખડખડાટ હસી] વાહ, વાહ, શું નિરીક્ષણ કર્યું. હરિણી, ધન્ય છે, તમારી કેળવણીને! ધન્ય છે, તમારી સમજને! ધન્ય છે, તમારી બુદ્ધિને? વાહ તમે બહુ જોયું – આ જ જોયું નહિ?

હરિણી

ભલે – હસો. અન્ય ઘણું જોયું છે પણ આની શી આવશ્યકતા છે.

યદુવર્મા

તમારું મન સમાજમાં સમજાયલી શિથિલ કલ્પનાઓથી શીઘ્ર છે – સ્વચ્છ નથી. જ્ઞાનની ઈચ્છા જેને હોય તેણે પ્રથમ અ – જ્ઞાની થવું પડે છે, તે જાણો છો!

હરિણી

અ – જ્ઞાની !

યદુવર્મા

હા – જે કાંઈ જાણીએ છીએ – સમજીએ છીએ એમ માનતા હોઈએ, ને તે જ ખરું છે, એમ સ્વીકારતા હોઈએ, તે પર સ્હેજ પડદો પાડી, નવા પ્રકાશ વાસ્તે મનને સાફ કરવું પડે છે. તમારી જે માન્યતાઓ છે તે જ સાચી છે. તેનું કાંઈ પ્રમાણ છે હરિણી ?

હરિણી

સમાજ જે માન્યતા સેવે છે – તે જ તેની સચ્ચાઈની સાથી છે.

યદુવર્મા

ના – નહિ જ. સમાજની સ્થપાયેલી અને સ્વીકારાયેલી માન્યતાઓના સબળ વ્યવહારિક કારણો છે. તે માન્યતાઓ સમાજના વ્યવહાર – વ્યવસાયના ચોકઠાને સંરક્ષિત રાખે છે – અને જે સ્થિર જણાય છે, અનુભવ સિદ્ધ સમજાય છે તે સર્વે ધોરણ અને પ્રમાણ થઈ રહે છે. પણ સમાજના વ્યવહાર નિયમોમાં પણ પ્રગતિ અને વિકાસને અવકાશ છે. જે સમાજમાં એનો અવરોધ થાય છે તે સમાજ તુટે છે ! અને પ્રગતિ અને વિકાસ, સમજપૂર્વક સાચી દોરવણી નહિ મળવાથી, ત્રાંસાં ફાટે છે, અને સામાજિક ઉલ્કાપાતો થાય છે – હશે ! તમારું સ્વ – જગત સ્થિર માન્યતાથી જકડાયલું હોય તો તમને ‘ અસ્થિર ’ કરવાની મારી ઈચ્છા નથી.

હરિણી

મને અસ્થિર કરી શકાય ?

યદુવર્મા

[અટ્ટહાસ્ય કરી] હરિણી જોતાં નથી! સમજતાં નથી! તમે શું સ્થિર છો ?

હરિણી

શું ?

યદુવર્મા

તમે સ્થિર હો તો અહીં શું કરવા આવો ? તમે સ્થિર હોતો તમને સંગીત, નૃત્ય અને શિલ્પનો શોખ કેમ હોય; તમે સ્થિર – હો તો તમારા સંબંધી અને સ્નેહીઓની સલાહને અવગણી —

હરિણી

હું અવગણું છું ?

યદુવર્મા

[મક્કમ અવાજે] અવશ્ય તમે અવગણો છો – તમે મારી નિકટમાં આવો છો, તેમાં કોઈની સ્વેચ્છીત સંમતિ છે ? કહો વારુ! તમારા માતા – પિતા સદ્‌ગુણી છે – તમારા સમાજ વર્તુલમાં સર્વે સુધરેલા દેખાવવા ઉત્કંઠા સેવે છે – અને તેમને તમારામાં વિશ્વાસ છે, તે કરતાંય તેમને વિશેષ અભિમાન છે, કે તેઓ કાંઈ અસહ્ય પ્રસંગ આવશે તો તમને રોકી શકશે. આ સર્વ તમારી આસપાસ નજર રાખે છે. અહીં તપાસ રાખવા પ્રયાસ કરે છે. અને હું ખડખડાટ હસું છું —

હરિણી

[ અભિમાનથી ] એમાં હસવાનું શું છે ? યદુવર્માજી !

યદુવર્મા

[ ગર્વથી ] આ સર્વે સ્ત્રી પુરુષોની અજ્ઞાનતા અને પામરતા પર. એ શું રોકી શકવાનાં હતાં – એઓ શું અટકાવી શકવાનાં હતાં ! તમે તમારી 'સ્વેચ્છાથી અહીં ખેંચાઈ આવો છો ?'

હરિણી

[ ચમકી ] કેમ નહિ–

યદુવર્મા

તમે ક્યાં આવવાનાં હતાં – જાગૃતિમાં કે નિદ્રામાં તમે ખેંચાઓ છો – તમારા વિચાર – તમારી ગતિ – તમારી વાણી – તમારી છે, એમ માનો છો ? હરિણી – તમે સ્વાધિન છો એમ સમજો છો ?

હરિણી

તો કોને આધીન છું —

યદુવર્મા

તમે જાણો !

હરિણી

મારા પર કોઈનું સ્વામિત્વ નથી.

યદુવર્મા

સંપૂર્ણ છે !

હરિણી

કોનું ?

યદુવર્મા

મારું —

હરિણી

મને કદીએ તે સ્વીકાર્ય નથી —

યદુવર્મા

એમ કહો કે હજી તમે 'મને' અસ્વીકાર્ય છો. કારણ કે તમે પાત્ર થયાં નથી – અને તમે – પાત્રતા પામશો પછી જ, તમે પાયે પડી વિનવશો તો જ તમને પ્રસાદી મળશે.

હરિણી

મને 'પ્રભાવતી' સમજો છો ?

યદુવર્મા

પ્રભાવતી તો પુણ્યાત્મા છે. હરિણી તમારો તો તેનો ચર્ણ સ્પર્શનો પણ અધિકાર નથી.

હરિણી

[ રોષમાં ] તમે કોને શું કહો છો – યદુવર્માજી !

યદુવર્મા

જરૂર–તમને – હરિણીને–જેને પોતાનું "કૌમાર" અખંડિત રાખવાનું અભિમાન છે, ઇચ્છા છે.

હરિણી

શું કહ્યું – તમને કોણે એ કહ્યું.

યદુવર્મા

કોઈ મને કહેતું નથી. પણ મારે કાને સ્વરો અથડાય છે. અને મારી આંખે આંતર – વિમુખ ચિત્રો જોઈ શકાય છે – અને તમે કોઈકને આ શબ્દો ગર્વ પૂર્વક કહેતાં હશો – ત્યારે અહીં – લત્તાકુંજમાં મને સંભળાયાં હતાં.

હરિણી

[ આંખો પહોળી કરી ] જા–દુ છે !

યદુવર્મા

ના, માનવીમાં સંતાયલી શક્તિનો સંયોજિત વિકાસ છે !

હરિણી

અદ્ભુત !

યદુવર્મા

[ નરમાશથી ] અને હજુ કહું ? – એ તમારું ગર્વીત "કૌમાર" ક્યારનુંએ ચલિત થઈ ગયું છે –

હરિણી

[ અકળાઇ ઊઠી ] બસ – બસ.

યદુવર્મા

[ હસી ] સત્ય સાંભળતાં આમ શીદ અકળાઓ છો, હરિણી !

હરિણી

ભયંકર અસત્ય છે.

પ્રભાવતી

નર્યું સત્ય છે. ફક્ત જરા આત્મદર્શન નથી. સ્વ – રીક્ષા નથી.

હરિણી

[ ઊભી થઈ ] હું જઈશ.

યદુવર્મા

સામેજ દ્વાર છે! [ સ્વસ્થ સ્થિર અવાજે ] પણ ફરી ાવશો – પ્રવચનને શ્રવણ કરશો–પછી – બારસની રાત્રે – મે – લત્તાકુંજમાં – ચાંદનીમાં, વિહાર કરતા, આવશો જ! રિણી – સિધાવો – [ માથું ઊંચું કરી ] કેમ હજી અહીં છો!

હરિણી

યદુવર્માજી,

યદુવર્મા

[ ભવાં સંકોચી તીવ્ર અવાજે ] શું કહો છો – કેમ ાકાયાં છો!

હરિણી

તમને સન્નારીના સ્વમાનનાં મૂલ્ય નથી.

યદુવર્મા

અ – હા – હા – મને એ મૂલ્ય નહોત તો પ્રભાવતી સર્જાત હિ. ને તમારું સર્જન હું સ્વીકારત નહિ!

હરિણી

[કટાક્ષથી] મારું સર્જન! આપનું એ નહિ થતું હોય એમ કેમ માનો છો.

યદુવર્મા

અહોભાગ્ય – હરિણી – જો તમે મારું કાંઈ નવસર્જન કરી શકો!

હરિણી

મને એ જ અભિલાષા છે!

યદુવર્મા

[સખ્તાઈથી] અભિમાન છે, એમ કહો! હરિણી! સિધાવો. અને [મીઠાશથી] આવો ત્યારે અ – જ્ઞાની થઈ આવજો, ને જ્ઞાની થઈ વળતાં વળજો –[યદુવર્મા ચમકતી આંખે જોઈ રહે છે – હરિણી એકદમ ફરી જતી રહે છે.]

[યદુવર્મા એક સ્તંભ પર સરસ્વતીની મૂર્તિ છે – તેના સામે આર્દ્રતાથી જોઈ રહી – વીણાને આંખે અરકાડે છે ને સરસ્વતીના ચર્ણ ચૂમી – આર્ત સ્વરે – બ્રહ્મ – સ્તવનનું ભવ્ય ગીત ગાય છે!]

[ભુપાલી] ભુપ કલ્યાણ

નાદ બ્રહ્મ સ્વર ઈશ્વર,
જીવ જગકો હે આધાર. ધ્રૂ.
જટીલ યોગી મુનિ,
લખત અલખ અનહત.
ધ્વનિ જામે લય પાવે,
જગતા બીન સબ ફીકો. ધ્રૂ.

## પ્રવેશ ૧ લો

[ નવલિકાનું મકાન—પરશાળમાં નવલિકાની બા નાની ઓરડીમાં પૂજામાં બેઠાં છે—નવલિકા તેની બા વાસ્તે ટાંકામાંથી પૂજા કાજે પવિત્ર પાણી ખેંચતી દેખાય છે. પનઘટનું ગાયન બોલે છે ]

[ ખમાજ ]

ગારી દીની નંદ કો કહાન.
અરે ચલત છેલ કહાન.
સગરી સખીઆં દેતી દાન,
સરકી મટક છીની લીની.
ગાગર મોરી ફોર દીની,
અચરા પકર ગારી દીની.
ગાગર મુગટ જમના ઘાટ.

[ પાણીનો ઘડો ભરાઇ રહેતાં—ગાયન બોલતી—પૂજાની ઓરડી પાસે જઈ મૂકે છે. એની બા ઈશારતથી
૧ "હવે થયું—કામ નથી" એમ સમજાવે છે.

નવલિકા

વારુ બા ! શાક સમારી રાખ્યું છે ને સગડી સળગાવી દાળ હમણાં જ મૂકું છું. તેને પોણો કલાક લાગશે. તે હું એટલો વખત ઉપર જરા "Music and Dance" નો અંક આવ્યો છે તે હું જોઈ લઉં—કહી જાય છે. તુરત સુમન આવે છે ને "નવલિકા" કહી બોલાવે છે. નવલિકાની બા—પૂજાની ઓરડીમાંથી મ્હોં કાઢી હાથ વડે ઉપર જવા કહે છે—સુમન જાય છે.]

[ઉપરના માળ પર એક મોટા ઓરડામાં સાદડી પાથરી છે ને એક ખૂણામાં બુકકેસ ને બીજા ખૂણામાં ટેબલ—ને બે ખુરશી છે. એક ખૂણામાં લાંબો સોફા ને એક ખૂણામાં કબાટમાં સિતાર સારંગી—રીડલ અને દિલરૂબા છે. ઉપર નરથાં છે. સુમન ટકોરા કરી અંદર આવે છે.]

સુમન

કેમ નવલિકા.

નવલિકા

[મ્હોં ફૂગાવી] તમેય શું સુમનભાઈ!

સુમન

કેમ વળી શું છે!

નવલિકા

અત્યારે તે ક્યાંથી આવ્યા!

સુમન

જતો રહું?

નવલિકા

ના—ના. બેસો.

સુમન

પણ તારે કાંઇ ખાસ કામ હતું?

નવલિકા

અં – હ એ તો જરા નવરાશ છે. તે આ Music and Dance [ સંગીત – સાહિત્ય ] આવ્યું છે તેમાંથી સ્હેજ પ્રેક્ટીસ કરી લેવા ઇચ્છા હતી.

સુમન

તે હજુએ કોણ ના કહે છે.

નવલિકા

મારા મનથી તમે કાંઇ પાછા ભાષણ આપવા આવ્યા હશો.

સુમન

તે શું હું જે કહું છું, તે બધું તું ભાષણ જ સમજે છે?

નવલિકા

મોટા ભાઇઓએ આપણા સમાજમાં નાની બહેનોને હાલતે ચાલતે શિખામણનાં ભાષણો આપવા સિવાય અન્ય ધર્મ માન્યો જ નથી ને.

સુમન

ત્યારે શું મોટા ભાઇઓ નાની બહેનના બધાએ ચાળા ચસકા ચલાવી લે?

નવલિકા

કોણ કહે છે?

સુમન

ત્યારે શું કરે?

નવલિકા

મોટાભાઈ ને બહેન પ્રત્યે વડીલપણાને સ્થાને મિત્રભાવ, અને ગાંભિર્યના આડંબરને સ્થાને સ્નેહ અને નિર્મળ હાસ્યભાવ, હોય તો કેટલીએ બહેનોના જીવન ફેરવાઈ જાય.

સુમન

ઠીક – તું નિબંધ લખી કાઢ – "સ્ત્રી – બોધ" માં મોકલાવીશું.

નવલિકા

તે એમ કાંઈ મારા નિબંધ રખડતા નથી.

સુમન

અ – હા – હા. કાંઈ બહુ ટેંગરો છે ને?

નવલિકા

[ હસી ] હી – હી – હી – કેવા ચિઢવાયા છો.

સુમન

લે ત્યારે હું તો જાઉં છું.

નવલિકા

એકદમ કેમ!

સુમન

મારે મોટાભાઈ નથી થવું.

નવલિકા

તે હું ક્યાં કહું છું.

સુમન

ત્યારે તેં કહી તો સંભળાવ્યું.

નવલિકા

એ તો જરા ટકોર કરી લીધી. બાકી, તમે તો – અંહ – મારા દોસ્ત છો – દોસ્ત, કેમ નહિ – ભાઈ – તા – ળી

[કહી હસી તાળી પાડે છે.]

સુમન

નવલિકા! તું જરાયે ગંભીર નહિ થાય!

નવલિકા

તે, બા, એ ફૂંગરાયેલા મ્હોંઢાં આપણને ન ગમે ?

સુમન

જરા સ્વસ્થતા અને શાણપણ તો જોઈએ, હોં!

નવલિકા

તે બધુંય સમયે આવશે. હમણાં શું છે!

સુમન

કેમ!

નવલિકા

હમણાં તો જુઓને! ભણવું – વાંચવું – ગાવું – નાચવું કૂદવું – રમવું – ગમત કરવી, ટોળ ટીખળ કરવું – ને –

સુમન

ને – શું બાકી રહ્યું હવે !

નવલિકા

ને–આમ – [સુમનને ગાલે ચૂંટી ખણે છે. ]

સુમન

ઠીક, ભાઈ – તું તો નવાઈની છે.

નવલિકા

પણ તમને તો પસંદ છું ને ?

સુમન

હા. બાપુ – હા – હવે તું નાચી કાઢ —

નવલિકા

એમ કાંઈ નચાતું હશે તે ?

સુમન

કેમ ?

નવલિકા

એતો એકલાં હોઈએ – કાંઈ વિચારમાં તલ્લીન થઈએ – વળી કાંઈ કલ્પના આવે – ઊર્મિ ઉછળે ને નચાઈ જવાય. સમજ્યા – એ તો, અંહ – Inspiration [ઈન્સ્પીરેશન] પ્રેરણા થઈ આવે ત્યારે જ ફાવે !

સુમન

નહિ તો શું ?

નવલિકા

નહિ તો શું વળી – કૂદકા મારે ને શરીર ઉછાળે – એ કાંઇ નૃત્ય નહિ?

સુમન

વારુ, પણ – તું તો સારું શીખી હશે – યદુવર્મા મહારાજને ત્યાં શીખવા જતી હતી ને?

નવલિકા

હજુએ જાઉં છું – ને જવાની છું.

સુમન

હેં – નવલિકા – તને એ મહારાજ કેવો લાગે છે!

નવલિકા

આપણે શું બા – જેવાં પોતે હોય તેવાં સૌને માને ને દેખે!

સુમન

વાહરે તેં તો બહુ ડાહ્યું બોલી નાખ્યું ને!

નવલિકા

તે ખરું જ ને! આ બધાં મને પૂછે છે ને હું અક્ષરે કહેતી નથી.

સુમન

કેમ!

નવલિકા

જેને ત્યાં જવું તેને ત્યાંની વાત કરી પણ કરવી નહિ. એ તો શિષ્ટતા ને સૌજન્ય નો પ્રથમ નિયમ.

સુમન

સરસ – તને આ કોણે શીખવ્યું.

નવલિકા

શીખવે કોણ વળી – મારાં – બાએ.

સુમન

શું કહે છે?

નવલિકા

હા – સ્તો મારા બાએ તો મને કેવું કેવું સરસ શીખવાડયું છે.

સુમન

ને મેં કેટલીએવાર જીભ ઘસી નાખી તેનો તો બહેનને હિસાબ નથી!

નવલિકા

લો એક કોટી કરું.

[કહી સુમનને કોટે વળગી હચમચાવે છે.]

સુમન

રહેવા દે – મારી – મા. પણ તું આટલી જબરી કયારે થઈ! Muscles સ્નાયુ આવા સરસ કયાંથી કર્યા!

નવલિકા

મહારાજશ્રી યદુવર્માના પ્રતાપ.

સુમન

એટલે એમણે વળી શું કર્યું!

નવલિકા

ત્યાં વ્યાયામ શીખું છું.

સુમન

ત્યાં વળી વ્યાયામ પણ શીખવાડે છે !

નવલિકા

અ – રે? બહુ જ સરસ, અને નવી રીતનો કે શ્રમ પડે નહિ ને શરીરના પ્રત્યેક અંગ કેળવાય ને ખિલવાય –

સુમન

વાહરે, આ મહારાજ તો વિવિધ જણાય છે.

નવલિકા

બહુ જ સિદ્ધ પુરુષ છે.

સુમન

તને પણ મોહિની લગાડી છે શું !

નવલિકા

મને શું લગાડે – આપણે તો પહેલેથી જ પાળ બાંધી !

સુમન

કેવી રીતે ! શું કર્યું ?

નવલિકા

મેં તો એમને "બાપુજી" કહીને બોલાવ્યા એટલે પતી ગયું – મને કશી ચિંતા જ રહી નહિ.

સુમન

ઓરે – તું તો બહુ જ હોંશિયાર છે ! આટલી ચાલાકીનો તો મને કશોએ ખ્યાલ નહિ !

નવલિકા

હજી જોજો તો ખરા!

સુમન

કેમ કાંઈ છે?

નવલિકા

હં, અ.

સુમન

શું?

નવલિકા

હરિણી બહેન ને પ્રભાબહેન—અમને નૃત્ય શીખવે છે. એઉને બહુ બહેનપણાં થયાં છે ને તેમને વાસ્તે કાંઇ કરવાનું છે—તેમાં હું સ્હાય કરવાની છું!

સુમન

એવું વળી શું છે કે!

નવલિકા

હોય ભાઈ—પણ પૂછવાનું નહિ!

સુમન

કેમ નહિ.

નવલિકા

[ગંભીરાઈથી] ના—સિદ્ધ થયાં પહેલાં, સાધ્ય—ધ્યેયની ચર્ચાથી તેના ગર્ભમાં વિક્ષેપ પડે છે. ને સાધના ફલિત થતી અટકે છે.

સુમન

ઓરે ! તું તો મોટી વિદ્વાન થઈ ગઈ.

નવલિકા

મહારાજે સમજાવ્યું હતું – અરે લો પેલી પ્રેકટીસ તો રહી જ ગઈ —

[નવલિકા નુપૂર પહેરે છે ને ખંજરી લઈ વર્તુળમાં નૃત્ય કરે છે. ખંજરીનો રણકાર ને નુપૂરનો નાદ મળે છે ને સુંદર સંગીત સરજાય છે.]

માલકોષ

કિષ્ણુ માધો રામ
નિરંજન ગોવિંદ ગોપાલ........ધૃ૦
ઈતની બીનતી મોરી સુન લીજો પ્રભુ
તુંહી કરેંગો ભલો કામ.........ધૃ૦

# પ્રવેશ ૨ જો

[શ્રી યદુવર્મા મહારાજના કૃષ્ણ ભુવનમાં એક મોટું લીલું ચોગાન રંગ બેરંગી બત્તિઓથી શોભે છે. સેકડો સ્ત્રીઓ – પુરુષો આમતેમ ફરે છે ને વાતો કરે છે. એક બાજઠ પર ગુલાબી સાટીન પાથરેલું છે ને એક મોટા તકિયા પર જરીની ચાદર બિછાવી છે. યદુવર્મા મહારાજ એક વૃક્ષ લત્તામાંથી આવે છે. સર્વે નમન કરે છે. યદુ-વર્મા આમ તેમ જોઈ, સ્હેજ સ્મિત કરી, બાજઠ આગળ મખમલની મોજડિયો ઉતારી, તકિયે અઢેલી બિરાજે છે. સર્વ આસપાસ બેસી જાય છે. મહારાજની પાસે– જાનકીદાસ આવી – બીન મૂકે છે – બે નાની બાલિકાઓ આરતીની થાળી લાવે છે. અને 'બીન'ની આરતી ઉતારી સર્વે ને આસકા આપે છે. મહારાજ—બીન પાસે લઈ સંગીત શરૂ કરે છે. મધુર વાધ્યનો નાદ રણકે છે; અને યદુવર્મા બે કડી કંઠથી બોલે છે. સૌમ્ય ધ્વનિ પ્રસરાઈ જાય છે – વાતાવરણમાં શુભ્ર ગ્લાની ભરી આત્મિયતા

૨ ઉભરાય છે.]

**ભૈરવી**

બાબુલ મોરા નૈયર છૂટો જાય, ધ્રુ
ચાર કહાર મીલ ડુરિયા મંગાવો,
અપના બિગાના છુટો જાય. ધ્રુ

[ યદુવર્મા સંગીત સમાપ્ત થતાં – બીનને પ્રણમે છે. ગોદાવરી બે નાના બાજઠ પર ધૂપ દાન ગોઠવે છે. મીઠી સુવાસ પ્રસરે છે. વ્યાખ્યાન શરૂ થાય છે. ]

'પુણ્યાત્માઓ'! આજની તિથિએ મારા સહમંડળને કાંઇક વિશેષ કહેવાની મારી ઇચ્છા છે. કાંઇક સમયથી મારો આત્મા ચિંતવન કરે છે. અરણ્યોમાં અટૂલો કોઇ તપસ્વી ભ્રમણ કરે તેમ મારું ચિત્ત વર્ષોથી સમાજમાં ફરે છે. સંસારના દશ્યો અને અનુભવોમાંથી સત્યની શોધમાં આત્માનું પર્યટણ પૂર્ણ થતું નથી. માનવજાત તો સુખની શોધમાં છે; અને સુખ ક્યાંય જડતું નથી. સુખની કલ્પના–સુખની ભાવના – પણ ક્યાં નિર્મિત કે નિયંત્રિત છે! કોઇનું સુખ – તે અન્યનું દુ:ખ. એકનું હાસ્ય – બીજાનું રુદન. આનો વિજય – પેલાનો પરાજય. એકની સંપત્તિ અને સહસ્રની નિર્ધનતા – દશ હજારની દરિદ્રતા અને એકની સમૃદ્ધિ – એક લાખ કુટુંબો ને અન્ન વસ્ત્રના વિમાસણ અને એક ધનવાનને ત્યાં દ્રવ્યની રેલમછેલ – હજારો – લાખોની દુર્બળતા અને એકની અમાપ સત્તા–લાખો ગામડાંની નિર્માલ્યતા અને નિરાધારી, અસહ્ય અજ્ઞાન અને અકથ્ય અરેરાટ, અને આવાં ભવ્ય શહેરો ને સિમેન્ટની શેરિયો અને ઝગમગતી મહેલાતોમાં કેન્દ્રિત થયેલી શ્રીમંતો અને શ્રીમંતોના–રાજકિય આશ્રિતોની ભભક્તિ સત્તાઓ – શું આ 'સત્ય' છે? શું સર્જનહારે–આ સ્થિતિ નિર્માણ કરી છે કે

માનવજાતિએ ઉતપન્ન કરી છે? આ "હવીતી" – 'સુખ – દુઃખ '–' આનંદ – ઉદ્વેગ '–' તૃપ્તિ – ત્યાગ – પ્રકૃતિના વિરાટની સમસ્યા છે. એ સમસ્યા પાછળ સર્જનનું અકલ્પ્ય રહસ્ય છે. એ રહસ્ય, તે એ વિરાટમાં પ્રસરેલું, અતૂટ –' ઐક્ય '– એ ઐક્ય તે – વિશ્વ – આત્મા અને વિકાસના અદ્વૈત ચિરંજીવી તત્ત્વોનો સમનવય – અને આ વિરાટમાં જે કાંઈ દૃશ્ય છે તે એજ તત્ત્વો છતાં – માનવ બુદ્ધિએ માનવ મહત્વાકાંક્ષાએ, અને માનવ શક્તિએ, ઉપસ્થિત કરેલી 'સુકૃતિઓ' અને 'વિકૃતિઓ' છે. માનવ જગતની અણુસમજ અભિમાન અને અનઔદાર્ય – એ – ત્રણ – આ પરિસ્થિતિના કારણો છે. માનવજગતનાં માંધાતાઓ અને મહાજ્ઞાનીઓએ, જગતને તેમના ગૌરવનું ક્રીડા ક્ષેત્ર સમજી, 'ઇશ્વર'ની અદ્ભુત સમસ્યા અને સમાજ – નિયંતા શાસ્ત્રકારોના ધર્મ પ્રમાણોને કેવળ સ્વાર્થ અને સ્વહિત કાજે વ્યય કરી – જ્ઞાનની સરિતા સંકેલી શીખરણી રહેવા દીધી – સંસ્કૃતિના સાગર ખાળી દેશ દેશમાં તેનાં વર્તુલ નીમી – જગતને પોષણને સ્થાને શોષણનો મહા ભયંકર – મહા અસત્યનો આદર્શ આપી માનવતાની હોળી કરી, અને ધર્મધુરંધરોએ આ મહા પાપમાં સહકાર આપ્યો, અને પ્રકૃતિના પૂજનને વીસરાવી અનિષ્ટોની આરાધના સ્થાપી.

પ્રકૃતિ પળે પળે વિકસે છે, અને કરમાય છે. 'પ્રભુ' પળે પળે જન્મે છે અને લય થાય છે – અહોનિશ સ્થળે સ્થળે તેને જોઈ શકાય છે,–છતાં માનવ જાતિએ પયગંબરો સ્વીકાર્યા અને માનવકૂળના કકડા થવા દીધા – છતાં દેવધામો સ્થાપ્યાં અને દેહ–દમન થવાં દીધાં – છતાં આચાર્યોને અપનાવ્યા અને પંથોની પરવશતા સ્વીકારી – પ્રભુને નામે, ધર્મને બહાને, માનવજનતાની કતલો સહી. સજીવન પ્રાણને નિરંતર નિરખવા

છતાં પત્થરમાં જ પ્રભુને જોવા પ્રયાસ કર્યો. વિશ્વમાં પ્રભુની વ્યાપકતા છતાં સંગમરમર અને ઈંટની દીવાલોમાં પ્રભુને કેદી કીધો–

સર્જનહારે પ્રેરેલા પ્રકૃતિ ધર્મના મહા ઋષિઓના વારસ પુત્રો – આચાર્યો અને ધર્મ ગુરુઓએ ગૂંથેલી ક્ષુદ્ર ક્રિયાઓ તે કર્તવ્ય થઈ પડયાં. આ ધર્મધુરંધરોની વિલાસ વિધિઓ તે સમાજના પ્રમાણુ થઈ પડયાં. આ ભયંકર અધર્મોના રક્ષકોએ માંડેલા પાખંડો તે પૂજા થઈ પડી. પ્રકૃતિ પર અંધારપિછોડો નાખી – પ્રભુની મૂર્તિઓને પારણામાં પધરાવી– વિશ્વ પ્રભુતાને સંતાડી, માનવજાતની અજ્ઞાનતા અને શ્રદ્ધાનો દાંભિક વ્યાપાર, એ વર્તમાન કાળનો ધર્મ – એ પાખંડોનું પાલન, તે વર્તમાન કાળનું પ્રભુનું પૂજન – એ વિશ્વપ્રકૃતિનું વિસ્મરણુ અને ધર્મ – દંભનું સ્તવન એ જ "ઈશ્વરનું ખૂન."

હિંદમાં કે ચીનમાં, એશિયામાં કે યુરોપમાં, અમેરિકામાં કે આફ્રિકામાં – સર્વ પ્રજાઓએ ભૂતકાળમાં આ અનિષ્ટોને પૂજી અને પોષી – વર્તમાન કાળમાં આત્મહીન વિજ્ઞાનને વિકસાવી– માનવતાના સંહારની સ્હેજ સગવડ કરી – જગતના કલ્યાણુને રૂંધી નાખ્યું છે. હિંદમાંથી જ જ્ઞાનની રશ્મિઓ જગતને ઉજ્જ્વળ કરશે, એ મારી માન્યતા છે – અને એ તમારી સર્વ હિંદવાસીઓની અટૂલ શ્રદ્ધા થશે, – ત્યારે જ – માનવતાનું સુસર્જન થશે.

મિત્રો – શિષ્યો – ભારતને આ મહાસત્ય સિદ્ધ કરવા, વિસરાયેલા પૂજનનું નવ સર્જન કરવું પડશે – એક ભયંકર અન્યાયને વિદારી નવ મંદિરો સ્થાપવા પડશે. કલ્પોનું આ કથન છે – બ્રહ્મા અને સરસ્વતીની કથાનું – તેમાં સમાયલા – કર્મ અને જ્ઞાનના સુયોગના મહાન સત્યનું–પણુ, કોઈ દંભી – દ્વેષી – ભાવનાહીન – સમજહીન – દુષ્ટોએ પ્રકૃતિના મિશ્રણ

અને મિલનના સામાન્ય સ્વરૂપને રાક્ષસી કલ્પના આપી જગતમાં અનર્થના ઝેર રેડયાં. કર્મ અને જ્ઞાન – બ્રહ્મા અને સરસ્વતી – ને માનવરૂપ આપ્યાં – અને સહકારને અનાચારમાં ફેરવી આપણા જગતમાં [બ્રહ્મ] – કર્મ – ને દેવસ્થાનેથી ભ્રષ્ટ કરી [સરસ્વતી] – જ્ઞાનને અપૂજ્ય સ્થાપી, કેવળ લક્ષ્મી – સાધનમાં સ્હાયતા કાજે – વર્ષમાં એકજ દીન સ્મરી – માનવ જગતને સ્વાર્થ – અંધતાનો વારસો આપ્યો – 'બ્રહ્મા' નહિ પણ 'કર્મ' ને દેવસ્થાનેથી વિમુખ કરી 'સરસ્વતી' નહિ પણ 'જ્ઞાન' ને પૂજન આરાધનામાંથી વંચિત કરી. પરિણામે – માનવતાનો વિકાસ પંથ – બુદ્ધિ હૃદય અને શૌર્યનો સુયોગ – છેદી – અનર્થમાં સમાઈ રહ્યો —

'પ્રેમીજનો' – 'બ્રહ્મા' અને 'સરસ્વતી'ની જે અનિષ્ટ કથા પ્રચલિત છે, તેવો પ્રસંગ સાચો સમજો તો તેમાં કેટલો ભયંકર અનર્થ છે. એક અનાથ તરુવર સુંદરી પર તેનો જ પાળક – અત્યાચાર કરે છે – કેવી ભયંકર ઘટના ? અને પછી ધર્મને નામે સમાજ ન્યાય કરે છે – તે ન્યાય તો નિહાળો ? પાલકને દેવસ્થાનમાંથી અત્યંજ કર્યા એટલું જ; પણ કયા સિદ્ધાંતે સરસ્વતીને અપૂજ્ય માની. તેને વિચારો ? સરસ્વતીનો શો દોષ ! દોષ એટલો જ કે તે અપૂર્વ જ્ઞાની હતી – સંસ્કૃતિની સુરભી હતી – સૌન્દર્યની સામ્રાજ્ઞી હતી. પુરુષે – નારીને તેની નિરાધારતામાં તુચ્છકારી અને કેવળ તેની ઉપયોગિતા – જરૂરિયાત કાજે જ – લક્ષ્મીપૂજનમાં સરસ્વતી પૂજન કરાવે છે – તેમ – તેને સ્વીકારી. જે સમયથી આ કથા પ્રચલિત થઈ ત્યારથી જ સંસ્કૃતિની ભવ્યતા અને સત્યતા, લોપ થઈ. ભારતના સમાજમાં સરસ્વતી વિસારે પડી, અને કેવળ શ્રી કૃષ્ણ –

પ્રકૃતિ – ની દાસી – રક્ષનની સેવિકા – લક્ષ્મી–ની પૂજા ભારતને નસીબે સાંપડી. સત્યના ચિરંજીવ ત્રિકોણ “સરસ્વતી, શક્તિ અને શ્રી” માંથી સરસ્વતી સરી ગઈ ત્યારથી જ શક્તિ અને લક્ષ્મીનું પૂજન રહ્યું અને તે પૂજનના પરિણામે માનવતામાં ક્રૂરતા અને મૂઢતા જ નો વારસો રહ્યો અને વિકસ્યો.

જુઓ, જુઓ, વિચારો! સરસ્વતીનું પૂજન ગયું અને સૌંદર્ય ગયું–સત્વ અને તત્વનું જ્ઞાન ગયું. જીવનમાંથી કલાની પ્રેરણા ગઈ અને સંગીતનું માધુર્ય ગયું. પૂજનમાંથી પ્રાણ પરવર્યો, અને રહ્યાં કેવળ' સ્વાર્થ' અને 'લોભ'. મંદિરોમાં ને દેવસ્થાનોમાં જે જે નરનારી જાય છે ને વંદન કરે છે ને અર્પણ કરે છે, તે પ્રત્યેક કાંઈ ને કાંઈ ઈચ્છા રાખે છે, ને કાંઈક ને કાંઈક માગી લે છે. પ્રત્યેક પૂજન ભિક્ષાનો આર્તનાદ થઈ રહ્યો. પ્રત્યેક આરાધના સ્વાર્થની લીલા થઇ રહી. ધર્મના નામે દંભનો વ્યાપાર થયો. મઠો અને મંદિરો – અધર્મના ચૌટા થયાં, અને ધર્મ પ્રણાલિકા – અનીતિ અને અન્યાયની–શાળાઓ થઈ રહી.

હવે તો મારા સહકાર્ય–ક્ષેત્રીઓ! તમે સમજી, સ્વીકારો! જગત મુક્તિ માંગે છે – આ સહસ્ત્ર દાયકાના સત્યના જ્ઞાનહીન દાવાનળમાંથી; માનવતા મોક્ષ ઈચ્છે છે – આ અનર્થની વિકાસ રૂંધક પ્રાણુલિકામાંથી – સૌમ્યતા અને સામ્યતા – સંસ્કારીતા અને સભ્યતા – સંસ્કૃતિ અને શક્તિ – માનવજગતના સામુદાયિક કલ્યાણના પરમ સત્ય – કાજે – સાર્વત્રિત કરી સિદ્ધ કરવા – પ્રત્યેક પુરુષ અને સ્ત્રીને વર્તમાનમાંથી ભાવીની નવી માનવ સૃષ્ટિ સર્જવા–'કાળ' નિમંત્રણ આપે છે – મારું તો તમને આર્દ્રતા ભર્યું આવાહ્‌ન છે કે ભરતખંડને આંગણે આંગણે સાચા સુખના “ત્રિકોણ – સત્ય –”નો

સ્થાપના કરો અને સરસ્વતીના સાર્વત્રિત પૂજનમાં નવભારતને સરજાવો. મિત્રો, સન્નારીઓ – નારી પૂજન અને નવસર્જનનો મંત્ર સ્વીકારો અને જગતને તારો – કલ્યાણમસ્તુ.

[વ્યાખ્યાન સમાપ્ત થાય છે. એકદમ આસપાસથી મધુર વાદ્યનાં સૂર કાનને તૃપ્તિ આપે છે.]

"વાદ્ય – સંગીત"

[સંગીત ઓસરી જાય છે. પ્રભાવતી, હરિણી અને અન્ય સ્ત્રીઓ પુરુષ વર્ગને ગોળાર્ધમાં ગોઠવે છે ને વચમાં વિવિધરંગી સાડીઓનું મેઘ ધનુષ્ રચાય છે.

જાનકીદાસ

ભક્તજનો! આજનો પ્રસંગ અત્યંત ગંભીર છે. કેટલાક સમયથી મહારાજશ્રીએ સમાધીમાં ભવ્ય દૃશ્યો નિરખ્યાં છે. આજ આપણુ સર્વેને કાંઈક પ્રસાદી આપી છે. હવે આ આહ્લાદ જનક ગરબામાંથી – આપના હૈયામાં આનંદ પ્રગટાવવા આ અલ્પ પ્રયાસને સફળ કરો. બહેનો! મહારાજશ્રીની આશિષ છે.

[સ્ત્રીઓ બે વર્તુલમાં ઊભી રહે છે. તેની વચમાં નવલિકા – ચાર નાની બાળાઓ સાથે–નૃત્યના અભિનય કાજે આવે છે. હરિણી અને પ્રભાવતી ગરબો ઝીલાવે છે.

ગરબો

ઉડતી ઉતરે કુંકુમવરણી ઉષા આંગણે રસરાજ!
તિમિર જગના હણે રસરાજ!
ત્યારે સ્નેહીનાં સહજીવન મધુરાં સાંભરે રસરાજ!
ઉષાને નોતરે, રસરાજ!

## સાખી

નભ મંડળથી નીતરે, નિર્મળ તેજઉઘાડ;
ઉઘડે પંકજ પાંદડી, ઉઘડે ઉરકમાડ,

ઉઘડે સૂરજ આંખ—અભેદ,—બ્રહ્મને બારણે રસરાજ?
જગત્‌હિત કારણે રસરાજ !

ત્યારે વ્હાલાંનાં સહજીવન મૂજને સાંભરે રસરાજ !
સૂરજને નોતરે રસરાજ: ઉડતી.

ગ્રીષ્મ ધખે, ધરતી ધીકે, તપવે તાપ બપોર;
સ્નેહસ્મરણની હુંફમાં પોઢું કદિ તે પ્હોર.

ઊંડું ટૂહૌકે કોકિલ ઝૂલતાં તરૂવર પારણે રસરાજ
જઉં રસ વારણે રસરાજ !

ત્યારે સુહૃદના સહજીવન રસિલાં સાંભરે રસરાજ !
કોકિલ ન્હોતરે રસરાજ. ઉડતી

લીલી કુદરત લખલખે મ્હેકે તરૂવર મોર
મંદમંદ વાયુ વહે શીતળ નમતે પ્હોર.

સારસ કરતાં કેલી સરિતા તટ રળિયામણે રસરાજ !
સમય સોહામણે રસરાજ !

ત્યારે પ્રાણસખાના સ્નેહ જીવન મધુ સાંભરે રસરાજ !
સારસ નોતરે રસરાજ. ઉડતી

રંગે ચંચળ રંગથી, સંધ્યા સૃષ્ટિઅંગ,
લીલા એ અવલોકતાં ચડે અચળ ચિત્તરંગ.

સેવું સ્થળ એકાંત ગહનતા કળવા કારણે રસરાજ ?
મંત્ર ગૂઢ કો ભણે રસરાજ ?
ત્યારે રસ નાયકનાં સ્નેહ જીવન એ સાંભરે રસરાજ ?
નિગમ ને નોતરે રસરાજ. ઉડતી.

કેશવ હ, શેઠ.

[ ગરબો સમાપ્ત થતાં મહારાજશ્રી બાજઠ પરથી ઉતરી સર્વને નમસ્કાર કરી અદૃશ્ય થાય છે. શ્રોતાજનો વીચારમગ્ન આનંદથી જરા હળવેથી વાતો કરતા સંભળાય છે. ]

સુંદરલાલ

ભવ્ય છે. અદ્ભુત તે જ્ઞાન છે.

સુમન

હા જી. મેં પણ આ કલ્પના નહોતી કરી.

નવલિકાની બા

મારી નવલિકા તો કહે છે કે યદુવર્માજી તો દેવ છે.

વિજયાબહેન

હા, બહેન, દેવ તો શું, પણ દેવાંશી તો લાગે છે.

ચમેલી

વીજુફોઈ—તમારી હરિણીને તો ભૂલી ગયાં!

વિજયાબહેન

હા—એ પ્રભાબહેન સાથે છે ને પછીથી આવવાની છે.

ચમેલી

ઠીક—ને તમારી નવલિકા?

નવલિકાની બા

બા – મેં તો એને મહારાજશ્રીને ખોળે દીકરી જેવી મૂકી છે. તમારી હરિણી માને નહિતો આ તો બાળક છે.

સુંદરલાલ

તમે ચિંતા કરશો નહિ – મેં સુમનને કહ્યું છે આપણને પહોંચાડી પાછો ગાડી લઈ જશે.

[સર્વે જાય છે.]

## પ્રવેશ ૩ જો

[ ગોદાવરીબાઈનો ઓરડો, ગોદાવરીબાઈ એક ગાદી પર આડાં પડયાં છે. જાનકીદાસ આવે છે. ગોદાવરીબાઈ સ્વસ્થ થઈ હસે છે. જાનકીદાસ આરામ ખુરશી પર બેસે છે. ]

**ગોદાવરી**

આવો, આવો જાનકીદાસજી.

**જાનકીદાસ**

હા, ઘણાં વખતે મને થયું કે જરા મળી જાઉં.

**ગોદાવરી**

ઘણું, સરસ

**જાનકીદાસ**

૩ કેમ હમણાં અભ્યાસ કેવો ચાલે છે.

ગોદાવરી

વાંચું છું. પણ ચિત્ત સ્થિર નથી.

જાનકીદાસ

વાહ! એ કાજે તો શ્વાસ સ્થિર કરી, આંખ બંધ કરી શ્રી યદુવર્માજીનું સ્મરણ કરીએ કે તુરત જ ચિત્ત સ્વસ્થ થઈ જાય છે!

ગોદાવરી

એમ જ કરું છું--પણ પછી તે સ્મરણમાંથી મન હઠતું જ નથી.

જાનકીદાસ

એ જ એમનો પ્રભાવ છે.

ગોદાવરી

હા, પણ—

જાનકીદાસ

કેમ - કાંઈ સંદેહ છે!

ગોદાવરી

એમની ક્યાં કૃપા થાય છે!

જાનકીદાસ

અહોહો ગોદાવરી - એ શું કહો છો? યદુવર્માજીની કૃપાથી સર્વ ફલિત થાય છે.

ગોદાવરી

હું તો હજીએ ઉદાસીન છું.

જાનકીદાસ

એમ તે હોય !

ગોદાવરી

મને તો હવે એકલપણું મૂંઝવે છે.

જાનકીદાસ

મહારાજશ્રીના કૃષ્ણભવનમાં કોઈને એકલપણું સંભાવત નથી.

ગોદાવરી

મને કોનો સાથ છે, કહો ?

જાનકીદાસ

સૌએ આશ્રમ વાસીઓનો !

ગોદાવરી

એતો સહવાસ છે – એ કાંઈ સાથ કહેવાય કે ?

જાનકીદાસ

અહોહો, તો સહવાસમાંથી સાથ મેળવવાં તમને કેમ વિચાર કરવો પડે છે.

ગોદાવરી

એ કાંઈ સહેલું છે !

જાનકીદાસ

ત્યારે તમારી શક્તિઓની કાંઈ ઊણપ છે.

ગોદાવરી

કોણ જાણે ?

જાનકીદાસ

અથવા તો જે સાથ પર તમારું મન કેંદ્રિત હશે તે સહજ પ્રાપ્ત થઈ શકે તેમ નહિ હોય ?

ગોદાવરી

તેમ પણ હોય—

જાનકીદાસ

ગોદાવરી ! તમારા જેવાં સમજુંને આવા સંદેહ હોય જ નહિ.

ગોદાવરી

જાનકીદાસજી, ઇચ્છા તો પ્રાણી માત્રને હોય, અને જ્યાં 'અભિલાષા ત્યાં અસંતોષ.'—

જાનકીદાસ

અને એમ પણ કહો કે જ્યાં 'અણસમજ ત્યાં અકળામણ.'—

એક ઘેરો અવાજ:—

અને જ્યાં, 'અજ્ઞાન ત્યાં અતૃપ્તિ' અને જ્યાં 'અશ્રદ્ધા ત્યાં અસ્હાયતા.'

[ જાનકીદાસ, ગોદાવરી એકદમ ચમકી જુએ છે, એક અંતઃદ્વાર ખસે છે. અને મહારાજ યદુવર્મા દેખાય છે. જાનકીદાસ – ગોદાવરી હાથ જોડે છે. યદુવર્મા હાસ્ય કરી અંદર આવે છે. અને આરામ ખુરશી પર બિરાજે છે. ]

મહારાજ

બેસો ગોદાવરી બાઈ – ગાદીએ બેસો અને તમે જાનકીદાસજી પણ – સાથે બેસો.

જાનકીદાસ

પ્રભુ, આપે કાંઈ અહીં કૃપા કરી.

મહારાજ

હું નિરીક્ષણ કાજે નીકળ્યો હતો. તમારા વાસમાં તમે નહોતા – એક સેવિકાએ આપને આ તરફ આવતાં જોયેલાં, તેણે કહ્યું, અને હું તમારા બેઉની રસપદ ચર્ચા સમયે જ આવ્યો.

ગોદાવરી

અને જીવનનું અમૂલ્ય સૂત્ર સંભળાવ્યું.

જાનકીદાસ

આપના વચનામૃત તો આત્માને ઉન્નત કરે છે.

મહારાજ

ગોદાવરી બાઈ! તમારી ચર્ચાનું રહસ્ય શું છે?

જાનકીદાસ

પ્રભુ! ગોદાવરીનું મન સ્થિર નથી. એકલતાની તેમને મૂંઝવણ છે. ઉત્તમ સહવાસ છે, પણ શાંતિ આપે તેવો સાથ નથી.

મહારાજ

ગોદાવરી, શું તમારી આ સ્થિતિ છે?

ગોદાવરી

[ હેઠળ જોઈ રહી ] પ્રભુ, હું તો આપની દાસી છું.

મહારાજ

જાનકીદાસ – તમે કાંઈ સમજો છો?

જાનકીદાસ

પ્રભુ – આપના આશ્રયમાં કોઈ પણ વ્યક્તિને મનની કે હૃદયની વ્યગ્રતા સંભવિત નથી. આપનું ચિંતવન – આશ્રમનું વાતાવરણ – કુંજ વનનું શિતળ સ્થાન – કલા અને સૌન્દર્યની રેલ – સાહિત્ય અને સંસ્કારનું અહોનિશ સ્તવન – શરીરને સ્વસ્થ સાચવે તેવું વ્યાયામ અને મન અને હૃદયને ઉન્નત કરે તેવું આહ્લાદમય સંગીત – એ સર્વે પ્રેરક છે અને શાંતિદાયક છેઃ ગોદાવરીને અસ્વસ્થતા છે, તેનું જ વિસ્મય છે.

મહારાજ

ગોદાવરી ! કાંઈ કહેશો ?

જાનકીદાસ

પ્રભુ ! આપ સર્વજ્ઞ છો ?

મહારાજ

જાનકીદાસ – કૃપા કરી. તમે મારા આવાસમાંથી ' હૃદય-મંજરી 'નું પુસ્તક લાવશો ?

[ જાનકીદાસ સત્વરે જાય છે ]

મહારાજ

ગોદાવરી ! કહો, તમારું હૈયું શી રીતે હર્ષ પામશે ?

ગોદાવરી

[ મહારાજના ચર્ણે આંખે અડકાડી ] પ્રભુ – મને આપની સેવામાં સ્વીકારશો.

મહારાજ

તમને અત્રે કૃષ્ણભવનમાં સ્થાન આપ્યું ત્યારથી જ તમને સ્વીકાર્યાં છે.

ગોદાવરી

હું નિરંતર આપનું જ રટણ કરું છું. પ્રભુ!

મહારાજ

હું સમજું છું, અને તેટલું જ–ઈષ્ટ નથી!

ગોદાવરી

ભક્ત રટણ કરે અને પ્રભુ મળે નહિ, તો તેનો કેવો ઉદ્વેગ હોય?

મહારાજ

ગોદાવરી! તમને હું મળું–તે કાજે જ અહીં અત્રે આવ્યો છું. પ્રભુને પામવાનો અર્થ સમજો છો? ભક્ત પોતાને પ્રભુને અર્પણ કરી દે, અને પ્રભુમય થઈ રહે, તે જ સાર્થક ભક્તિ છે. પ્રભુતા પામવા શું પ્રત્યેક ભક્ત પ્રભુ પાસે આલિંગનની ઈચ્છા રાખે છે? તમારી તે જ ઈચ્છા હોય તો હું પાસે જ છું.

ગોદાવરી

[હર્ષ અને વાસનાના ઉન્માદથી કંપે છે] નાથ–પ્રભુ!

મહારાજ

[ગોદાવરીનું માથું ઘૂંટણ પર લઈ] ગોદાવરી! જરા સ્વસ્થ રહો–જીવનમાં શ્રેષ્ઠ શું છે? તેનું સ્મરણ કરો. જીવનમાં એક તરફ 'કામના અને વાસના' અને બીજી તરફ 'ભાવના અને ત્યાગના'–એની મધ્યે 'સમતોલપણું' કેવળ 'જ્ઞાનજ' સાચવી શકે છે. અને એ 'જ્ઞાન'ને 'નિર્મળ ભક્તિ' જ સાત્વિકતા અર્પે છે. અને નિર્મળ ભક્તિ જો "નિર-ઈચ્છ" હોય, "નિ–સ્વાર્થ" હોય, "નિ–સ્પૃહા" હોય અને "નિ–સ્વત્વ" હોય તેને જ પ્રાપ્ત થઈ શકે છે.

ગોદાવરી

આપ જ્ઞાનના ભંડાર છો. મેં તો આપનું પૂજન કર્યું છે.

મહારાજ

ના, ગોદાવરી! મારું નહિ – મારા દેહની આરાધના કરી છે. આત્મ–વિહિન, મારો દેહ – તમને અર્પણ કરું! તમને તૃપ્તિ થશે?

ગોદાવરી

પ્રભુ – આપ તો દેવ છો? અનેકને તૃપ્તિ આપો છો.

મહારાજ

ના – ગોદાવરી બાઈ – એતો સર્વે ભ્રમ સેવે છે. હું તો તપ સેવું છું. પ્રત્યેક પ્રસંગમાંથી – જ્ઞાન અને શક્તિની સાધના કરું છું–જીવનનો કોયડો ઉકેલવા મથું છું.

ગોદાવરી

[મૂંઝાઈ] પ્રભુ – મમ જેવી અજ્ઞાનને અપનાવી કૃતાર્થ કરો!

મહારાજ

ગોદાવરી – વાસના તમે વિસર્યા નથી.

ગોદાવરી

આ વૈભવ, આ વિલાસ, તો વાસનાને ઉત્તેજિત કરે છે.

મહારાજ

એ જ પરીક્ષા છે. અરણ્યમાં તો સૌ વૈરાગ્ય સેવે. સંસારમાં રહી સાધુતા મેળવે તે ગૃહસ્થ. સમાજમાં – નિર્લેપ રહી પ્રભુતા પામે તે યોગી. – ગોદાવરી તમને તૃપ્તિની ઈચ્છા

છે; પણ જે કાર્યમાં ઉમંગ નહિ, ઉલ્લાસ નહિ, આહ્‌લાદ નહિ કે આનંદ નહિ, એ કાર્ય ‘ દુષ્કૃત્ય ’ છે. તમે શું તેવું અનિષ્ટ ઇચ્છો છો ?

ગોદાવરી

ના – ના. પ્રભુ.

મહારાજ

હું સમજું છું, તમારા શરીરને ઉષ્માની આવશ્યકતા છે. કોઈ પુરુષ દેહથી જ તમારી ઉન્નતી થશે. તમારું મન સંયમ નહિ પણ સ્ખલન ઇચ્છે છેઃ તો મારી ઇચ્છા સ્વીકારશો.

ગોદાવરી

કહો, કહો, મારા પ્રભુ !

મહારાજ

[ ગોદાવરીનું માથું પંપાળી ] ગોદાવરી, તો મારે તમારું ‘ કન્યાદાન ’ દેવું છે.

ગોદાવરી

[ વિસ્મયતાથી ] મહારાજ – દેવ.

મહારાજ

હા, મને બહેન નથી. હું તો વીરાની કાપડી આપી તમને જાનકીનદાસને અર્પણ કરીશ. એને તમારા સાભાગ્યનો સાથી સ્વીકારો.

ગોદાવરી

મહારાજ – મેં તો.

મહારાજ

[માથે હાથ દઈ] ગોદાવરી શરમાઓ નહિ – આ જાનકીદાસ આવ્યા – [જાનકીદાસ આવે છે.] જાનકીદાસ, આ મારી બહેન ગોદાવરીને તમને અર્પણ કરું છું; શાસ્ત્રીને પૂછી તિથિ નિર્માણ કરો – [જાનકીદાસ હર્ષથી હાથ જોડી ઊભો રહે છે – ગોદાવરીની આંખમાંથી બે બિંદુઓ ટપકે છે.]

## પ્રવેશ ૪ થો

[ કૃષ્ણભવનની એક લાંબી પરસાળમાં નવલિકા ફૂલની માળા અને વેણીઓ ગૂંથતી જણાય છે. યદુવર્મા મહારાજ તેના તરફ આવે છે. નવલિકા ઊંચું જોઈ સ્મિત કરે છે. ]

યદુવર્મા

[ હસી ] કેમ નવલિકા આજે કાંઈ બહુ માળા ગૂંથે છે?

નવલિકા

કોણ જાણે બા – મને તો જાનકીદાસજીએ કહ્યું છે.

યદુવર્મા

૪ આ ફૂલ સરસ છે! કોણે પસંદ કર્યાં!

નવલિકા

[ભ્રમર મચકાવી] કોણે વળી, મ્હેંજતો ? તમને ગમ્યાં ?

યદુવર્મા

વાહ, તું – પસંદ કરે, તેમાં શી મણા હોય !

નવલિકા

કોણ જાણે ! હું તો બહુએ કરું છું. પણ કોઈને પસંદ નાયે હોય !

યદુવર્મા

એવું કોઈ છે કે વળી ?

નવલિકા

હા – રે.

યદુવર્મા

કોણ છે ?

નવલિકા

આ પ્રભાબહેન !

યદુવર્મા

એમ !

નવલિકા

હં...અ, હું કેટલુંયે રાજી કરવા મથું છું, પણ તે તો કશેથી રિઝાતા જ નથી.

યદુવર્મા

તો તેં પૂછ્યું કેમ નહિ ?

નવલિકા

એ તો મોટાં! મને શું કહે! [આંખો ત્રાંસી કરી સામું જુએ છે.]

યદુવર્મા

તે તુંયે મોટી થઈશ ને!

નવલિકા

[કંટાળેલે અવાજે] હાસ્તો. કાંઇ છૂટકો છે! જીવવું – વધવું – સૌના મન રાખવા મથવું અને મરવું – એ સિવાય બૈરાંને છે શું?

યદુવર્મા

વાહરે નવલિકા – તું તો બહુ સમજતી થઈ ગઈ ને!

નવલિકા

[હસતી આંખે] તે તમારાં સહવાસમાં આવે, તમારા સંસ્કાર મેળવે, ને અણસમજુ રહે તે તો, પામર નિર્જીવ હોય, તો પણ – તમે તો તેને સજીવન કરી આપો છો, મહારાજ!

યદુવર્મા

પણ તું હજી ક્યાં પૂરી સજીવન થયેલી છે?

નવલિકા

કેમ?

યદુવર્મા

સ્વામી વિનાની સન્નારી ને સ્વર્ગ અપ્રાપ્ય છે – અનસૂયાની કથા જાણે છે ને?

નવલિકા

[ સ્પષ્ટતાથી ] આપણે તો અનસૂયા થવું જ નથી ને ?

યદુવર્મા

કેમ ?

નવલિકા

મન માન્યો નાથ ન મળે તો સ્ત્રીએ પરણવાની કામના તજી દેવી —

યદુવર્મા

સંસારમાં નવલિકા આવું જ પારખ્યું કે !

નવલિકા

તો – જુઓને – મહારાજ – કોઈનેય કોઈનાથી સંતોષ સાચો હશે ?

યદુવર્મા

[ વિસ્મયતાથી ] ત્યારે જગત અસંતોષી જીવન ગાળે છે, એમ !

નવલિકા

[ ઠાવકું મ્હોં કરી, વેણી ગૂંથતાં ] તો બીજું શું છે ? જેને તેને કાંઇક દુઃખ – માનેલું કે વેઠેલું; જેને તેને કાંઈ ને કાંઈ યાતના કે યાચના – જે તે ઈશ્વરને સ્મરી–હૈયાની હાયમાં કે હોંસમાં, કાંઈ તૃપ્તિની ભિક્ષા માગે; જેને તે, વ્યવહારમાં કે વ્યવસાયમાં, સ્વહિતની દૃષ્ટિથી વિચારે અને વર્તે. જ્યાં ત્યાં જીવવું એટલે સહેવું અને સંસાર એટલે કુટુમ્બ અને સમાજનો વ્યાપાર –

યદુવર્મા

વાહ – વાહ – પણ એતો જગતનો ક્રમ છે !

નવલિકા

[ ઊંચું જોઇ ] જગત કેવી રીતે સરજાયું !—

યદુવર્મા

શું કહેવાય ? પણ 'ઇશ્વર'ને સૌ સ્વીકારી સર્જનહાર કહી સંબોધે છે.

નવલિકા

તો – કહું ? ઇશ્વર – તદ્દન – તોફાની ને ટીખળી – હોવો જોઇએ !

યદુવર્મા

[ અચંબાથી આંખો વિકાસી ] કેમ !

નવલિકા

તો જુઓને, સર્વ જગતમાં તોફાન ને ટીખળ – જેવું હોય તેવું સર્જે – જગત આવું સરજ્યું તો તેનો સર્જક પણ તેવો જ !

યદુવર્મા

ખૂબ કહી નાખ્યું – નવલિકા. પણ ઇશ્વરના તો અનેક રૂપ છે.

નવલિકા

[ હાથના ચાળા કરી ] એ બધાં સાધુનાં સમણાં – મહારાજ ? સંસારને વ્યવહારમાં ઇશ્વર એટલે ઘરનો ઓટલો આપનાર ને રોટલો રળનાર – પછી તે પિતા હોય – ભાઇ હોય – માતા હોય – બહેન હોય – સ્વામી હોય કે શેઠ હોય ?

યદુવર્મા

[ગંભીર અવાજે] તો સાંભળ નવલિકા, અને સમજી લે! ઓટલો અને રોટલો – શ્રમ – સિવાય સંપાદન થતાં નથી– અને શ્રમ કાજે પોતાની સંપૂર્ણ શક્તિઓ તેમાં અર્પણ કરવાનો મંત્ર શ્રમ – ને શ્રેષ્ઠ કરે છે, અને સર્વોતમ ફળ આપે છે, અને તેવો શ્રમ – તે જ ઈષ્ટ અને શ્રેષ્ટ – તેવા શ્રમજીવીઓ તેજ સાચા ઈશ્વરનું રૂપ. પ્રત્યેક શ્રમજીવી – પોતાના કાર્યમાં શ્રદ્ધા સેવી – પૂર્ણ પ્રયત્ન કરી – આત્માને કર્તવ્યમાં અર્પે, પોતે કાર્ય -- મય થઈ તે કાર્યને શ્રેષ્ટમાં શ્રેષ્ટ સર્જી જીવનમાં સર્જનનો આનંદ માણી શકે છે. અને તેવા પ્રત્યેક શ્રેષ્ટ શ્રમજીવી ઇશ્વરની સિદ્ધ કૃતિ છે – ઈશ્વર છે. તેવું માનવજગત ઈશ્વરને – સર્જનહારને – પ્રિય છે. પણ, માનવીઓનો મદ અને મમતા માનવતાને પુણ્ય માર્ગથી વાળી કલહ અને કુકર્મમાં પ્રેરે છે; અને માનવીઓના અજ્ઞાન અને અહંતા, લાલચ અને લોભનો બુદ્ધિ યુક્ત ઉપયોગ કરી, ધર્મ ધુરંધરોએ – અને રાજ સત્તાધિશોએ – માનવતાને કંગાલિયત અને કલેશમાં સડવા દીધી છે. એવા અ – ધર્મીઓને પોષવાની શિક્ષા માનવ – જગત વેઠે છે. નવલિકા ઈશ્વર "ઓટલા ને રોટલા" માં જ છે એ સાચું છે. પણ તેટલામાં જ તે સંકુચિત નથી – ઇશ્વરની સાચી ત્રિપુટી શ્રમ – સ્નેહાર્પણ અને સ્વાર્પણમાં છે – એજ આર્યોની બ્રહ્મ – વિષ્ણુ અને મહેશની કલ્પના અને ભાવનાનો ગુપ્ત અર્થ છે; અને પ્રકૃતિને સમજે તેજ ઈશ્વરને સમજે. અને, પ્રકૃતિમાં શક્તિની સમૃદ્ધિ છે; સ્ત્રી એ શક્તિનું સ્વરૂપ છે. સ્ત્રી સેવિકા નથી – સ્વામીની છે – એ સૂત્ર જગતમાં–અને ભારતમાં જ – એશિયામાં વિસરાયું અને સંસ્કારિતા ઓસરી ગઈ નવલિકા, જગતમાં—

નવલિકા

[ ઉમળકાથી વચમાં બોલી દઈ ] તમે એ સંસ્કારિતાનું સંસ્થાપન કરશો ! અને માનવતાને પુણ્ય માર્ગે આણુશો – મહારાજ, મારું હૈયું ઉછળી રહ્યું છે –

યદુવર્મા

[ નમી ] તેં – નિર્મળ કુમારીકાએ – મને આશિષ આપી ! હું સ્વીકારું છું – નવલિકા ! પણ, તારા હૃદયને જેનાથી સંતોષ થાય તેનો હું પ્રયાસ કરીશ. મને કહે !

નવલિકા

[ ગહનતાની આંખે જોઇ ] શું કહું ! મહારાજ, મારી તો ગાર્ગીની ભાવના છે.

યદુવર્મા

ભવ્ય આદર્શ છે, નવલિકા–પણ – તને આકર્ષણ ? અપેક્ષાઓ અભિલાષાઓ નથી.

નવલિકા

[ મક્કમતાથી ] અનેક છે – પણ તે સર્વને મનોબળથી વાળવી છે.

યદુવર્મા

તારો દેહ તને પીડતો નથી !

નવલિકા

[ સામું સ્થિર જોઇ ] કોઇકવાર – મહારાજ – સળગી ઊઠું છું.

યદુવર્મા

કેમ !

નવલિકા

સૌંદર્ય શોધું છું ને સાંપડતું નથી. સૌજન્ય ભર્યો ક્ષમાશીલ ભાવનાનો પરાગીય અને હૈયાનો સંયોગીય – સ્વામી – અપ્રાપ્ય હોય – તો – નારીએ તેનું જીવન ક્યાં અર્પવું? કૌશલ્યને આરાધી ક્યાં આરોપવું? આત્માને ક્યાં સનાથ કરવો! મહારાજ તમે તો જ્ઞાની છો.

યદુવર્મા

સાચું છે, નવલિકા તારી ભાવના તેં કહી, પણ તારી કલ્પના તો મને કહે!

નવલિકા

કસાયલું શરીર અને સુદૃઢ સ્નાયુઓ – ચંપાવર્ણો દેહ – ગંગાજળ જેવી કેશાવલી – આકાશ જેવી ગહન આંખો – સાગર જેવું હૈયું – સૌમ્ય દૃષ્ટિ – સુખડ જેવી સોહાગિની બુદ્ધિ – અને સરિતા જેવી પૃથ્વીને નિત્ય સર્જાવતી શક્તિ – સત્યશીલ અને સંયમ – સિદ્ધ – એવો હોય જે નારીનો નાથ – તેના અહો ભાગ્ય.

યદુવર્મા

ધન્ય છે! નવલિકા, સોળ વર્ષે તેં જ્ઞાનનું સોહાગ સાધ્ય કર્યું છે. કહે, તારું કૌશલ્ય ક્યાં અર્પણ કરીશ?

નવલિકા

અરણ્યમાં વહી જશે, મહારાજ. [ નિશ્વાસ નાંખે છે. ]

યદુવર્મા

[ પાસે આવી હેતથી માથું પપાળી ] નિશ્વાસ નાખ્યો, નવલિકા?

નવલિકા

[આંખમાં આર્દ્રતા આવે છે.] જોઈ રહે છે.

યદુવર્મા

શું – છે – કહે – મારી નાનકડી બ્હેનડી છે!

નવલિકા

શું કહું – મહારાજ – જેને સોહાગ છે તેને સમર્પણ સાંપડતાં નથી – તો મારી શી વાત!

યદુવર્મા

શું કહે છે! કોનું કહે છે!

નવલિકા

[કંપતે અવાજે] પ્રભાબ્હેન –

યદુવર્મા

[ચકિત આંખે] શું?

નવલિકા

પ્રભાબ્હેન ને આપે સર્જ્યાં પણ આપનું સમર્પણ નથી ને એ સર્જન અધુરૂં છે!

યદુવર્મા

[હર્ષીત થઈ] જય પ્રભુ – જય પ્રભુ. કેવી રીતે, ઈશ્વર! તારા આદેશનું વહન થાય છે. તે જ સમર્પણ નીરમ્યું છે. નવલિકા – તું ગુરૂ થવા યોગ્ય છે – યોગિની થશે, અને ભારતમાં નારી વિપ્લવ સિદ્ધ કરશે.

[યદુવર્માની આંખોમાં અવર્ણનિય તેજ આવે છે. આશિષમાં એક હાથ ઊંચા કરે છે. નવલિકા એકદમ ઊર્મિ ભરી યદુવર્માના ચર્ણે નમી ચર્ણ ચૂમે છે.]

# પ્રવેશ ૫ મો

[ યદુવર્મા મહારાજ એક વિશાળ હૉલમાં જાનકીદાસ સાથે આવે છે ને આમતેમ જોઈ રહે છે.

યદુવર્મા

જાનકીદાસજી –

જાનકીદાસ

જી.

યદુવર્મા

પ્રભુના આદેશો અનેરી રીતે સિદ્ધ થાય છે.

જાનકીદાસ

જી.

યદુવર્મા

સર્વ વ્યવસ્થા પૂર્ણ થઈ રહી !

જાનકીદાસ

૫ હા — પ્રભુ.

યદુવર્મા

સર્વ ગુપ્ત રાખ્યું છે ને!

જાનકીદાસ

હા – જી – કોણ આવનાર છે!

યદુવર્મા

જાનકીદાસ – પ્રશ્ન, આપણી પ્રણાલિકાને અનુરૂપ નથીઃ પ્રશ્નના પ્રત્યુત્તરના દર્શન જ કરશો!

જાનકીદાસ

ક્ષમા કરો, પ્રભુ.!

યદુવર્મા

[હસી] કાંઈ જ નહિ – મારી એટલી કૌતકની ઈચ્છા સમજો. સિધાવો. સ્થાને જ રહેજો. હું આવીશ.

[જાનકીદાસ જાય છે – યદુવર્મા એક બટન દબાવે છે – કેટલેક સમયે પ્રભાવતી અંદર આવે છે – સાદું કેસરી સાળું પહેર્યું છે – અન્ય કશા અલંકાર નથી – મહારાજની સમિપ આવે છે.]

યદુવર્મા

[હસી] આવો, પ્રભાવતી, હું તમને જ સ્મરતો હતો.

પ્રભાવતી

[શાંતિથી] આવી છું.

યદુવર્મા

આજની સંધ્યા અનેરી છે.

પ્રભાવતી

સર્વ સંધ્યા સજની રૂપે જ વિહરે છે.

યદુવર્મા

સજનીના ભાગ્યમાં ઉષા જ નિર્મિત છે.

પ્રભાવતી

હોય ?

યદુવર્મા

કેમ !

પ્રભાવતી

[ ઉદાસીનતાથી ] સજનીના ગર્ભમાં તો રાત્રિનો અંધકાર અને પ્રભાતનાં સ્વપ્નાં.

યદુવર્મા

અંધકારમાં પણ અમી હોય !

પ્રભાવતી

એ અમીની આશાએ જ સજની જીવંત રહે છે.

યદુવર્મા

[ ગાંભીર્યથી ] આશા અને અંધકાર – – – એ તો આંખના પડળ છે.

પ્રભાવતી

[ હળવે કંઠે ] બ્રહ્મજ્ઞાન અને જીવનસુધાનું – કોઈક જ – ક્વચિત્ જ – અદ્વૈત્ મિલન સાધ્ય કરે છે.

યદુવર્મા

[ સ્નેહપૂર્વક ] પ્રભાવતી – કેમ ઉદાસીન છો. મારા સહજીવનમાં તો ઉન્નત આનંદ જ સમાયલા હોય !

પ્રભાવતી

સાચું છે? હું અલ્પ છું!

યદુવર્મા

[ઉત્તેજિત સ્વરે] મહાન થવા મહત્વાકાંક્ષા નથી?

પ્રભાવતી

[સામું જોઇ] શી રીતે મહત્તા મેળવું?

યદુવર્મા

મહત્વાકાંક્ષાના સિદ્ધિનો માર્ગ સરળ કરીને પ્રભા!

પ્રભાવતી

મારા માર્ગમાં પાષાણના પર્વત છે.

યદુવર્મા

પર્વત પણ એક આંગળી પર એક સમયે ઊંચકાયો છે. પાષાણ પણ પીગળે છે.

પ્રભાવતી

[હતાશ અવાજે] એ શક્તિ કે સાધના મને સાનુકૂળ નથી.

યદુવર્મા

કેમ?

પ્રભાવતી

[માથું હલાવી] ચિત્ત સ્થિર નથી – મન અસ્વસ્થ છે.

યદુવર્મા

અશક્ય – પ્રભા!

પ્રભાવતી

[મંદ સ્વરે] હૃદય અગ્ન્ય છે – હૈયામાં હોળી છે.

યદુવર્મા

[વિસ્મય અવાજે] પ્રભા! પ્રભા! હું છું. – શું કરવા સંતાપે છે!

પ્રભાવતી

તમે – પ્રભુ – તમે – ક્યાં?

યદુવર્મા

[હેતાળ અવાજે] તારી સમિપે જ —

પ્રભાવતી

[આર્દ્ર સ્વરે] સમિપે, પણ સર્વત્રે —

યદુવર્મા

પ્રભા, સાચું છે. "સર્વત્રતા" સાધ્ય કરવાની મને અભિલાષા છે.

પ્રભાવતી

સર્વત્રતામાં પણ મધ્યબિંદુ અનિવાર્ય છે – પ્રભુ!

યદુવર્મા

હા, મને છે!

પ્રભાવતી

કોણ?

યદુવર્મા

એક – આદેશ, અને, —

પ્રભાવતી

અને અન્ય

યદુવર્મા

અને – તું – પ્રભા.

પ્રભાવતી

હું –

યદુવર્મા

[ ધીરતાથી ] હા – તું – તું જ. તું અહીંની વર્ષોની વાસિની છે, તું જાણે છે; મારા જીવનમાં કોઈ અન્યને જોયું ?

પ્રભાવતી

ના – અને – છતાં – સંદેહ મને કોરે છે !

યદુવર્મા

કેમ !

પ્રભાવતી

આપના વિસ્મય – અકળાયન – જીવનનો !

યદુવર્મા

એ જ મારું વિચિત્ર ભાગ્ય છે. મારું જીવન સરળ છે. સીધું છે. આંખે જુએ છે અને સમજતાં નથી. કોનો દોષ ?

પ્રભાવતી

આપનું સ્વરૂપ અનેરા રંગ લે છે. આપની બુદ્ધિને અનેક કિરણો છે. આપની શક્તિ સામાન્ય જનતાની સમજથી પર છે.

યદુવર્મા

પણ, તું પ્રભાવતી – અસામાન્ય છે !

પ્રભાવતી

આપે સર્જી છે – પણ અપૂર્ણ છું.

યદુવર્મા

હું – પૂર્ણ – કરીશ. પ્રભા ! સ્મૃતિને સતેજ કર. શું તને એકલતામાં અકળાવવા મેં સ્વીકારી હતી? શું તને જીવનભર સહજીવના કર્મથી ડામવા સમિપે સેવી? શું તારા આત્માના અહોનિશ દ્રવન કાજે તને જ્ઞાન આપ્યું? શું તારા હૃદયને પ્રજાળવા તારા પર સ્નેહ વરસાવ્યો? શું તારા દેહને કેવળ શયન કાજે કલ્પ્યો! ના – પ્રભા – ના – તને સંસ્કારિણી સર્જવા મારો નિરધાર સિદ્ધ થયો છે. ઐક્યતા છતાં સંકોચ – અને અર્પણ છતાં ગૌરવ – જ સ્ત્રીમાં સતીત્વની સૌમ્યતાના લક્ષણ છે, તે તારામાં છે. આરાધના છે અને પૂજન છે. – હવે તારી સાધના મેળવી – મારી સાધના સિદ્ધ કરવા – મારી સહચરી થશે !

પ્રભાવતી

પ્રભુ !

યદુવર્મા

હા, આવ, આવ આજની સંધ્યા તને ઉષા આપશે અને મારું પ્રભાત સર્જશે. ચાલ —

[ પ્રભાવતી પાસે આવે છે. યદુવર્મા પ્રભાવતીનો હાથ લે છે ને આગળ થઈ હોલની વચમાં એક વિશાળ દ્વાર ખોલે છે. અંદર લગ્નની ચોરી માંડી છે. ચાંદીના ઘડુલાને આસોપાલવથી મઢેલા છે. બે બ્રાહ્મણ વેદોચ્ચાર કરે છે. જાનકીદાસ અને ગોદાવરી ઊભાં છે – એક નાનો બાળ રમે છે – પ્રભાવતી તેને હર્ષથી જુએ છે, ]

યદુવર્મા

જોયું પ્રભાવતી—

પ્રભાવતી

હા.

યદુવર્મા

શું ?

પ્રભાવતી

આ લગ્નની ચૉરી છે.

યદુવર્મા

હા, અને તું આજે પરણુશે.

પ્રભાવતી

[ જરાક-ખસી ] હું – પ્રભુ !

યદુવર્મા

[ પાસે આવી ] હા – તું.

પ્રભાવતી

[ આભી થઈ ] કોની સાથે.

યદુવર્મા

[ હેતથી હાથ લઇ ] મારી સાથે – અને સમાજે સ્વીકારેલી રૂઢીથી ઉર્જ્વળ થઈ – નારી સંસ્કારિતાની દીપમાળ ચેતાવીશું – પ્રભા – પ્યારી !

[ એકદમ આખા હોલમાં – અંદર ચૉરીના ખંડમા અસંખ્ય દીવડાઓ ચેતી ઊઠે છે – ઝગમગાટ થાય છે કૃષ્ણભવનના મંદિરમાં ઘંટનાદ થાય છે અને અલૌકિક – સંગીત સંભળાય છે ]

## ચિંતા કરે ચાલશે ના

તારાં સ્વજન તને જાય મૂકી તો,
તેથી કાંઈ ચિંતા કરે ચાલશે ના (૨)
તારી આશાલતા પડશે તૂટી,
આશાલતા પડશે તૂટી; ફૂલ ફળી એ ફાલશે ના.
તેથી કાંઇ ચિંતા કરે ચાલશે ના,
માર્ગે તિમિર ઘોર ઘેરાશે,
એટલે શું તું અટકી જાશે;
વારંવારે ચેતવો દીવો,
ખેર જો દીવો ચેતશે ના (૨)
તેથી કાંઈ ચિંતા કરે ચાલશે ના.

આશાલતા પડશે તૂટી,
ફૂલ ફળી ફાલશે ના. (૨)
તેથી કાંઈ ચિંતા કરે ચાલશે ના.

સુણી તારા મુખની વાણી,
વીંટળાશે વન વનનાં પ્રાણી.
તોયે પોતાનાં ઘરમાં તારે,
પાણનાં હૈયા ગાળશે ના, (૨)
તેથી કાંઇ ચિંતા કરે ચાલશે ના.

બારણા સામે બંધ મળે,
એટલે પાછો આમ શું વળે ?
વારે વારે ઠેલવાં પડે,
બારણાં તો યે હાલશે ના, (૨)
તેથી કાંઈ ચિંતા કરે ચાલશે ના.

આશાલતા પડશે તૂટી
આશાલતા પડશે તૂટી
ફૂલ ફળી એ ફાલશે ના (૨)
તેથી કાંઈ ચિંતા કરે ચાલશે ના.

તારા સ્વજન તને જાય મૂકી તો,
તેથી કાંઈ ચિંતા કરે ચાલશે ના
તારી આશાલતા પડશે તૂટી,
તારી આશાલતા પડશે તૂટી
ફૂલ ફળી એ ફાલશે ના.
તેથી કાંઇ ચિંતા કરે ચાલશે ના.

[કવિવર ટાગોર કૃત : અનુવાદ : શ્રી મહાદેવ દેસાઇ]

# પ્રવેશ ૬ ઠ્ઠો

[યદુવર્મા મહારાજનો સ્તવન ખંડ—સુંદર ગાલિચો પાથરેલો છે. એક સ્થળે સફેદ મસલિનની ચાદર બિછાવેલી છે. ગાદી અને તકિયા છે. એક તરફ મોટો દિવાન છે. એક તરફ હિંડોળા ખાટ છે. યદુવર્મા મહારાજ આમ તેમ આંટા મારે છે.]

યદુવર્મા

જીવનના કેવાએ પ્રસંગો આવી ગયા? કાંઈ અનુભવો થઈ ગયા. કાંઈ કાંઈ દેશમાં પર્યટણ કર્યા. કેટલીએ માનુનિયો જોઈ. કેટલીએ પ્રતિષ્ઠિત વ્યક્તિઓના ચારિત્રહીન જીવન સમજાયાં. કેટલીએ સમાજે સન્માનેલી સન્નારીઓની કલંકિત કથાઓ સાંભળી, કેટલીએ યુવતીઓની વિવિધ અભિલાષાઓ અંતે તો સ્વામી કે સંયોગીની શય્યા અને હાલરડાંના
૬ ગીતમાં સમાયલી નિહાળી, બનારસી સાડી અને

રેશમમાં શોભતી શંખિણીઓ જોઈ: અને ચિંથરેહાલ સાંધેલા સાળુમાં શીલની રક્ષા કરતી સાચી સતીઓ પણ જોઈ.

પદ્મિનીને પામ્યા છતાં વિષયના ચોકમાં ભમતા ભૂપતિઓ અને લક્ષ્મીપતિઓને જોયા, અને યુવાનીમાં મદમસ્ત થયેલા પુરુષોના – વાસનાને પાપે – સડેલાં શરીરો જોયાં. કેટલાંએ યુવાનોને આદર્શહીન – કર્તવ્યહીન – જીવનમાં સડતા જોયાં. કેટલાએ માંધાતાને જોયા અને તેમની વિનાશક મદાંધતા જોઈ – સમાજ અને રાષ્ટ્રના નાયકોનો કિર્તિલોભ અને સત્તા લોભનો પાખંડ – સેવાના સરળ શબ્દ હેઠળ સંતાયલો, ફાલીફૂલી, છેતરાયલા દેશમાં અશ્રદ્ધા ઉદ્દ્ભાવી, પ્રજા હૃદયને કડવાં કરતો જોયો, અને પ્રજા, ધર્મને પતિત કરતો પારખ્યો.

શ્રીમંતોનો દંભ જોયો અને શિક્ષિતોનો ગર્વ જોયો. કિર્તનકારો અને કથાકારોને સાંભળ્યા. મઠાધિશોને અભિમાનમાં મલપતા જોયા. મહારાણીઓ અને મહારાજાને વિલાસમાં સબડતા જોયા. સંન્યાસીઓની પામરતા જોઈ અને સાધુઓની ધૂર્તતા જોઈ – સર્વેને સમાજમાં અંધકાર અને અસત્યને સ્થિર કરતાં સમજાયાં. વેદ અને કુરાન, બૌધીસત્વ અને બાઈબલ વાંચ્યાં અને વિચાર્યાં. જ્યાં ત્યાં માનવતાનું શિક્ષણ – અને છતાં માનવ જનતાનું અધ:પતન – ઇતિહાસની લિપિએ લખાયલું જોયું.

શ્રમજીવીનું સત્વ ચૂસી લેતો રાજતંત્ર – સમાજતંત્ર, અને લક્ષ્મીપુત્રોના લોભ અને અદષ્ટ સત્તાના ભાર તળે પ્રજાને દ્રોહ કરતા, રાજધુરંધરો – રાજશાસકો – ધર્માવતારો અને

વિદ્યાધરોને જોયા – સમજ્યા. અને એ જ શ્રમજીવીઓને – સુંવાળા શબ્દોથી ભ્રમિત થઈ ધનવાનોની દ્રવ્ય વૃદ્ધિની ધરીના વહનને દઢ કરતા જોયા. દરિદ્રતામાં સ્વર્ગ માણતા – અજ્ઞાત – સાહિત્યકારો, કલાકારો, શિલ્પકારો, સંગીતકારો અને ગ્રામ્યકાર્ય કરો, કૃષિકારો અને કારીગરોને, હજીએ ભારતની સંસ્કૃતિને અમર–સાચવી–સર્જતા જોયા —

[ કાંઈક વિચારમાં એકાગ્ર આંખે જોઈ રહે છે. પછી – ]

જગતભરમાં પ્રકૃતિ, સૌંદર્ય અને સત્યનાં દર્શન કરાવે છે – સ્નેહ અને શક્તિ વેરે છે. કોને સમજવાનો ઉમંગ છે? કૃષ્ણનો વેણુનાદ – અહોનિશ માધુર્ય અને ગાંભીર્ય મૃદુતા અને માર્દવતા હજીએ પ્રસરાવે છે. પણ કોણ તે સાંભળી શકે છે? સર્જનહારના મુખમાં મોરલી કલ્પી, વાણીમાં મીઠાશ અને મુગ્ધતા કલ્પી, માનવજનતાને સંગીતમય થવા – માનવ સમાજને સમન્વય અને સામ્યતાનો આદેશ આપ્યો. શિરે મોરપિંછને શોભાવી જીવનને અનેકરંગી સુંદરતાનો આદર્શ આપ્યો. શરીરને સહજ શ્યામ કલ્પી માનવીને સમાજમાં વર્ષારૂપ હરિયાળા રહેવા પ્રેરણા આપી. કરમાં સુદર્શન ચક્ર કલ્પી જગતમાં અનિષ્ટોને પારખી તેના જ નાશનો સંદેશો આપ્યો. આંખમાં અનેરાં કામણ કલ્પી પ્રેમના અમીનો કલ્યાણકારી મંત્ર આપ્યો. તે સર્વેને વીસરી, કાળા કાનુડાને કામણગારો કહી, વિલાસી સમજી, હિંદુ જનતાએ કૃષ્ણને કેવો કલંકિત કર્યો છે!

અ–હા–હા – હા. ભારતની આ શું સ્થિતિ છે? મંદિરોમાં ઘંટડી વગાડી દેવને જગાડવો છે અને પોતાનામાં રહેલાં જાગ્રત દેવત્વને કોઈ જોતું નથી. પ્રકૃતિએ, પ્રભુતા અને પ્રેમના અવનીભરમાં પાથરણાં કર્યાં છે. સમાજ તેને નિરખનારની

નિંદા કરે છે અને તેને અવગણનારની પૂજા કરે છે. અમી રેલાવવા સર્જાયલી આંખ અને જીભમાંથી માનવો અહોનિશ દ્વેષ અને કલેશ વહેવડાવે છે. આરતીની જ્યોતની આરાધના આંખે લેવાય છે, પણ અંતરજ્યોતને કોણ ચેતાવે છે? નૈવેદની મોઠાશ સૌ ચાખે છે પણ પોતે નૈવેદ અર્પવા કોણ તત્પર હોય છે? યજ્ઞમાં બલિદાન દેવાય છે પણ જીવનને ઇષ્ટ કાજે કોણ યજ્ઞ સમજે છે? કોણ આદેશ કે ધ્યેય કાજે જીવનમાં સ્વ-બલિદાનનો મંત્ર સ્વીકારે છે? પ્રભુને પારણામાં ઝૂલાવનાર કોણ જીવનને પ્રેમ અને કર્તવ્યતાના આહ્‌લાદનું પારણું કરે છે?

સ્થળે સ્થળે અને પળે પળે દેવત્વનું દમન અને શ્રમજીવીનું શોષણ – એજ – સમાજના સત્યો અને સર્જનના સત્યો – સૌંદર્ય અને સ્નેહને સર્વત્રિય કરી માનવ જનતામાં દેવત્વની શ્રેષ્ટના સર્જવાના આદેશને અવગણી, માનવતાના વિનાશનો ક્રમ કાળજૂનો થઇ ગયો છે. શી ભયંકર રીતે માનવ જનતામાં 'ઇશ્વરનું ખૂન' વ્યાપક છે? જગતભરમાં ઇશ્વરત્વના નાશ નિરખ્યો અને માનવતાનાં અરણ્યો જોયાં. પ્રભુ – પ્રભુ. [ કાંઇક થંભી આર્દ્ર નયને હાથ ઊંચા કરી ]—

જગતની આશા જગતના બાળકોમાં છે. જગતનું ભાવિ શ્રમજીવીની સંસ્કૃત અને સંકલિત શક્તિમાં છે, અને અશિક્ષિત પણ સંસ્કારી – નિર્ધન પણ સૌમ્ય નારી સમુદાયમાં છે. એ મહા સત્ય સમજાયું છે: અને વર્ષોથી હું શોધું છું – જગતમાં માનવતાનાં પુણ્ય પ્રકટાવે એવાં માનવ રત્નો, એવા યુવાન કર્તવ્ય વીરો, અને એવી જ્ઞાનેશ્વરી અને દાનેશ્વરી દેવીઓ – જે ભારતમાં ચારિત્ર્ય ધર્મનું પુનઃ સંસ્થાપન કરે ઉદ્ધાર કરે – અને માનવ જગતમાં – સામ્ય અને સામ્ય–

સર્જાવી પ્રભુનો સાક્ષાત્કાર કરે ! એ જગત્ નિયંતા...પ્રકૃતિની શક્તિઓ ? –

[ટકોરા સંભળાય છે – દ્વારનો પડદો ખસે છે. હરિણી અંદર આવે છે. તેણે લીલું અંબર પહેર્યું છે. કાળા કસબની કંચૂકી પહેરી છે. કોટે સ્ફાટિકનો હાર છે. કરમાં સુખડનાં સુવાસિત સોને મઢેલાં કંકણ છે. વાદળી ચણિયાના ઘેરમાં રૂપેરી ઘૂઘરીનો રણકાર છે. આંખે અંજન આંજ્યાં છે. નાકે માણેકની નથની ચમકે છે. સૌભાગ્યને અર્ઘ આપવા મોહિની રૂપે ગૌરવમાં ઝુલતી આવી યદુવર્મા સમિપ ઊભી રહે છે.

યદુવર્મા આંખ ફેરવી નિહાળે છે. સ્હેજ સ્મિત કરે છે. પાંચ પળ તારામૈત્રિકમાં વહી જાય છે – ખંડના વાતાવરણમાં વીજળી પ્રવાહનો ઝણઝણાટ આવે છે– ]

**યદુવર્મા**

[મૃદુ કંઠે] હરિણી–!

**હરિણી**

હા – હું આવી છું.

**યદુવર્મા**

શું કરશો ?

**હરિણી**

અજ્ઞાનને પરહરી – જ્ઞાની થઇને જઇશ !

**યદુવર્મા**

[ગંભીર સ્વરે] હરિણી – જીવન ભારે થઇ ગયું છે ?

**હરિણી**

આપે–શેણે જાણ્યું ?

**યદુવર્મા**

હજીએ નથી સમજતાં ! હું તો સર્વજ્ઞ છું – તે !

**હરિણી**

તો જુઓ, જુઓ, જોઈ લો – દેવ !

યદુવર્મા

શું જોઉં!

હરિણી

[ગર્વથી] મને–મારા સૌંદર્યને નિહાળી લો–

યદુવર્મા

[આંખો વિકાસી] એમાં કાંઈ છે–વિશેષ, હરિણી!

હરિણી

[આર્દ્ર સ્વરે] હા, કુમારીકાની કુમાશ છે.

યદુવર્મા

[સ્થિર સ્વરે] અન્ય કાંઈ?

હરિણી

[હેત ભર્યા અવાજે] નિર્મળ આત્માની અમી છે.

યદુવર્મા

[ઉદાસીનતાથી] એટલું જ!

હરિણી

[ગૌરવથી] હા, અને આ સુરક્ષિત દેહલતા છે!

યદુવર્મા

[બેઉ હથેલી હરિણીના હાથ પર સેરવી] સુંદર છે, હશે!

હરિણી

[ચકિત થતાં] કેમ?

યદુવર્મા

હું એને શું કરું—

હરિણી

હેતથી આરોગો!

યદુવર્મા

હરિણી–

હરિણી

હા –

યદુવર્મા

મને સમજાવશો ?

હરિણી

તમને જોયા – તમને સાંભળ્યા – તમારા આદર્શો અને તમારી ભાવનાઓ જાણી – તમારો આદેશ લેવા મથું છું – અહોનિશ મનન કર્યું છે, તમારું જ સ્તવન કર્યું છે. વાસનાનું નહિ – વિલાસનું નહિ – તમારા પુણ્યોને પરિપકવ કરવાનું !

યદુવર્મા

[વિસ્મયતાથી] મારાં પુણ્યો ?

હરિણી

તો શું ! જગતમાં કે ભારતમાં યદુવર્માઓ સહેજે જન્મે છે ? ના – નહિ જ–કોઈ પૂર્વજન્મનો મહારથી યોગીશ્વર આપના દેહમાં અવતર્યો છે – કે – અનંત જન્મોના પુણ્ય – પાપની તુલનામાંથી આપના આત્માએ જગત કલ્યાણનું – ભારત ઉત્થાનનું – મહાકાર્ય સિદ્ધ કરવા આ દેહ લીધો છે. અને આપ જ્ઞાની અને શક્તિ શાળી-સૌંદર્યની તૃપ્તિ કાજે તલસો છો ? એ તૃપ્તિમાં જ આપનો વૈરાગ્ય જન્મશે. અને આપનો આદેશ સિદ્ધ થશે. એમ પ્રેરણા થઈ અને મેં અનેક રાત્રીઓ મારી દેહને નિરખી નિરખી આપને અર્પણ કરવા કાજે નિશ્ચય કર્યો ! મારા દેહના અર્પથી જો આપની સિદ્ધિ પ્રાપ્તિ થતી હોય તો મારું બલિદાન હર્ષથી અર્પીશ.

યદુવર્મા

બલિદાન ?

હરિણી

હા. આજની રાત્રીને મારી યજ્ઞ – રાત્રી માનું છું. જગત

કલ્યાણ કાજે યજ્ઞો થાય છે. એ યજ્ઞોમાં આહુતિઓ હોમાય છે. આપના ભાલમાં શકિતની રશ્મી છે. શા વાસ્તે મારી દેહની આહુતિ આપી, આપને મુકત કરી પાવન ન થાઉં?

યદુવર્મા

મને મુકત કરી?

હરિણી

હા – આ તલસાટમાંથી મુકિત, એ જ આપની બુદ્ધિ અને શકિતને સિદ્ધિ આપશે!

યદુવર્મા

[ઉદાસીન હાસ્ય કરી] બલિદાન દઈ મને મુકિત આપશો– પછી તમે શું કરશો, હરિણી!

હરિણી

જળ – સમાધિ લઈશ. પ્રેમાળ વ્યકિતને તેનું જીવન કર્તવ્ય સફળ થતાં – જીવનનો ઉમંગ નથી રહેતો. અને દેહનો મોહ તૂટતાં – આત્મા અનંતમાં અદૃશ્ય થાય છે. તમને મુકિતનું સાધન થઈ, હું જીવનના બંધનમાંથી મુકત થઈશ.

યદુવર્મા

[કટુતાથી] ભવ્ય પરમાર્થ વિચાર્યો છે, હરિણી?

હરિણી

હસો છો – દેવ!

યદુવર્મા

ના. રડું છું.

[યદુવર્મા એકદમ શિર ઊંચું કરે છે – વાળ વિખરાય છે–ત્વરાથી જઈ એક મોટા ચિત્રનો પડદો ખસેડે છે. તેમા એક ગર્ભિત ચિત્ર છે. દૈત્ય અને યોગી – રાજેશ્વર અને દાનેશ્વર–સતી અને અપસરાની મધ્યે–ચિતામાં-એક હાડપિંજર ચિતરેલું છે. હરિણી મોટી આંખોએ આભી થઈ જોઈ રહે છે!]

યદુવર્મા

આ ચિત્ર જુઓ છો, હરિણી.

હરિણી

હા !

યદુવર્મા

સમજ્યાં !

હરિણી

કાંઈક !

યદુવર્મા

દેહ અને ગર્વ મીથ્યા છે. સત્ય છે એક જ – ભૂમિમાં સમાઈ જતી માનવોની દેહભસ્મ – અને તેથી જ વિશ્વઆત્મા પ્રકૃતિરૂપે છે – નિરંજન અને નિરાકાર – નિર્લેપ અને નિર્મોહ – નિયંત્રિત અને નિશ્ચળ – અને જેને, જગતમાં કોઈપણ કાર્ય સર્વહિત – ના વર્તુલથી વિશેષ–સાધ્ય કરવું હોય, તેણે તેટલે અંશે પ્રકૃતિના આ લક્ષણ ગ્રહણ કરવાં જ અનિવાર્ય છે.

હરિણી

મહારાજ –

યદુવર્મા

અને તેથી જ આસપાસ માયાસૃષ્ટિ સર્જાવી, મારી જાતને તપાસી કસાવી અગ્નિમાંથી કંચન કરવા મથું છું.

હરિણી

અને આપની આ વિલાસી વૈભવી જીવનચર્યા ?

યદુવર્મા

માયામાંથી મુક્તિ સાધવા ઉપસ્થિત કરેલી ભ્રમજાળ છે.

હરિણી

[ હળવે અવાજે ] મને કેમ નહિ સમજાયું ?

યદુવર્મા

એજ મારું ભાગ્ય છે. સમિપમાં રહેલા સાથી પણ મારામાં જે છે તેનાથી અજ્ઞાન રહે છે. સાંભળ – હરિણી – સાંભળ. પેલે હિંડોળે બેસ – હું કાંઇ કથા કહીશ – કદીએ કોઇને કહી નથી – મારા જીવનનું ગુપ્ત રહસ્ય છે. તારી નિર્મળતાએ મારી આંખો ખોલી છે. મારા હૃદયને ઉકેલ્યું છે.

[યદુવર્માને ગળે ખરખરી આવે છે – હરિણી હિંડોળે જઇ બેસે છે – ચણિયાના ઘેરમાંથી ઘૂઘરી ખણખણે છે.]

યદુવર્મા

યોગ્ય છે. આ તારી ઘુઘરમાળનો ખણખણાટ – ભૂતકાળના સ્મરણને ઉત્તેજે છે: –

હું નાનો બાળક હતો – મારી બાના ખોળામાં રમતો અને કોઇ આવે તેની સામે મોટી આંખે સ્થિર જોઇ રહેતો. અનેકને કૌતક લાગતું અને મારો બાની પાસે આવનારાએ મારું નામ 'સ્વામીજી' પાડયું; કોઇ વળી 'પંડિતજી' કહેતા. બાળચેષ્ટાને સ્થાને મારામાં વિચિત્ર ગાંભીર્ય અને સમજ જણાતી – એટલે તું જ વિચારી લે કે મને બાળપણથી એવા નામથી સંબોધતા કે જેના અર્થમાં આદર્શ હોય; તો તેવા જ સંસ્કારો પડે એ સ્વાભાવિક હતું; પણ તેટલું જ નહોતું. જીવન અને સમાજ પર તિરસ્કાર થવાના સંપૂર્ણ સંયોગો હતા.

હરિણી–મારી બા – [સામે સ્થિર આંખે જોઈ રહે છે]

–હા,–હજીએ જીવંત હોય તેમ જોઇ શકું છું – રૂપસુંદરી હતી. મારી બાના પિતા નાટક કંપનીમાં કામ કરતા – ઉત્તમ

ચિત્રકાર હતા. મારી બાના પિતા સ્વભાવે સ્નેહાળ પણ લોભી હતા. મારી બાને દ્રવ્યવાન વર સાથે પરણવાની અભિલાષા હતી – તે તો ફળી નહિ – પણ મારી બાનું જીવન સમાજમાં કલંકિત થયું – ચૌદ વર્ષની વયે – તેની યુવાનીની ખિલતી ફોરમે – કે ઇને લૂંટવા સોંપાઇ. તે શ્રીમંત હતો. સોનાના સાંકળાં અને હીરાનો કંઠો – મોતીના માળા અને માણેકની બંગડી – નીલમની નથની અને જરિયાન સાડી – મખમલની તળાઇ અને ચાંદીની થાળી – કાજે તે વેચાઇ – મારી બાની બાએ સુખ માન્યું અને માણ્યું – મારા દાદાએ સુખ સમજવા પ્રયત્ન કર્યો અને બે વર્ષ પછી જીર્ણ થઇ પરલોક થયા – મારી બાની બા બે વર્ષ વધુ જીવ્યા અને પુત્રીને કલંકિત કરી, સોનું કે ઝવેરાત કશુંય સાથે લીધા વગર ગયાં. અને મારી બાને કુટુમ્બ જેવું રહ્યું જ નહિ એક વર્ષ પછી મારો જન્મ થયો. મારી બા ઓગણીસની થઇ – સમજણી થઇ હતી અને શિક્ષિત થઈ હતી. એણે ગુજરાતી સાત ચોપડી– અંગ્રેજી પાંચ ધોરણનો અભ્યાસ કર્યો હતો. અને જે શ્રીમંતે એને મેળવી હતી તેને અંગ્રેજીનો શોખ હતો. તેણે કંમ્પેનિયન રાખી. મારી બાએ અંગ્રેજીમાં ઠીક કુશળતા મેળવી. એ બાઈ ક્રિશ્ચીયન હતી – દેખાવડી હતી – અને તેને વાચનનો શોખ હતો. મારી બાને તે શોખ ઉત્પન્ન થયો. કંઠ સારો હતો અને એક ઉસ્તાદ પાસેથી સંગીતનું સામાન્ય જ્ઞાન પણ તેણે મેળવ્યું હતું. મધુરું ગાઈ શકતી. હાલરડાં પણ નવાં નવાં પોતે જોડી મને સૂવાડતી. મારા જન્મ પછી મારી બાને કડવા અનુભવ શરૂ થયા. પેલા શ્રીમંતની લાલસા અન્ય રૂપ સાધવા ફરી. મારી બાએ ખોળો પાથરી પ્રાર્થના કરી – મને આગળ ધર્યો– એ શ્રીમંતનો હું હતો – અને તેણે – તે શ્રીમંતે – ખડખડ

હસી—મારી બાને અસભ્ય વેણુ કહ્યાં – અને – તે ચાલ્યો ગયો. પછી કોઈ કોર્ટનો કેસ થયો અને મોટી ઉચક રકમમાં સમાધાન થયું. મારી બાની પાસે દ્રવ્ય આવ્યું. તે જોઈ, અનેક તેની પાસે આવ્યા. કોઈએ સાચવવાની – કોઈએ વધારવાની – કોઈએ સંતાડવાની – કોઈએ મિલ્કત લેવાની સલાહ આપી. આ સઘળી સલાહનો મુખ્ય હેતુ એ હતો કે એમને દ્રવ્ય સોંપવું. મારી બાને અનુભવે પીઢ કરી હતી. અને પેલી ક્રિશ્ચિયન બાઈએ સાચી સ્હાય કરી. તેણે બેંકમાં લઈ જઈ મેનેજરને મેળવી તેની મારફત નાણાં રોકાવી, ખાતું ખોલાવી ગોઠવણ કરી. દાગીના વગેરે પણ બેંકમાં જ સોંપ્યા. અને શ્રીમંતની ઑાથ જવાથી સાહ્યબી છોડી મારી બા સાદાઈમાં રહી. મારી ઉમ્મર તે સમયે ચારેક વર્ષની હતી. મારી બા ત્રેવીસની હતી અને તેનું યૌવન ફાટી નીકળ્યું.

હું એનું વર્ણન નહિ કરું! – કોનું કરું! – જે દેહની અસ્મીતા સોનાની ખાતર વેચાઈ હતી તેનું વર્ણન શું કરું! પણ – જો હરિણી – જો મને જો! પુરુષ છું, પણ મારા સૌંદર્યનો મને ગર્વ છે. તો કલ્પી લે? – મારી સરખામણીમાં મારી બા અત્યંત સૌંદર્યવાન હતી. એનાથી અનાથ અવસ્થા જીરવાઈ નહિ. એક દિવસ બજારમાંથી જતાં કોઈ જમીનદારે તેને જોઈ. અમારું સ્થાન તેણે શોધ્યું. કાંઈક માહિતી મેળવી એક સાંજે તે પોતે આવ્યો. સરસ દેખાવડો હતો. મારી બા મને ખોળામાં લઈ વાત કરતી હતી. એ બહુ જ વિનયથી વાત કરતો હતો. મને બરાબર યાદ છે. એ વાતચીતને અંતે મારી બાએ કહ્યું – "રાય સાહેબ – આ એક જ મારો બાળ છે – હવે બાળકની ઇચ્છા નથી – પણ એને અનેકવીધ કેળવણી અને શિક્ષણ આપવાની મને અભિલાષા છે. તમારે

સ્હાય કરવી પડશે" એમણે મને પાસે બોલાવ્યો. હું ધીરેથી ગયો અને એમણે મને હિંદીમાં કહ્યું" કયું બેટા – અપની સાથ રહેના – ઔર ખૂબ પઢાઈ કરના પડેગા – ઘોડે પર ફીરના પડેગા – નદી મેં તરના પડેગા – ઔર કૉલેજ મેં જાના પડેગા – ઔર ફીર લશ્કર મેં ભી જાના પડેગા – બડી નામવરી હોગી. કયું, કબૂલ હે? બેટા – મેરી રાય પર ચલના હોગા – " અને મેં તેવી જ ગંભીરાઈથી માથું હલાવ્યું.

પછીનો ઈતિહાસ મારી કેળવણીનો છે – હું નિશાળે ગયો તેરમે વર્ષે મેટ્રિક થયો – સત્તરમે વર્ષે બી. એ. થયો. કાશી ગયો – ત્યાં સંસ્કૃતમાં પારાંગત થયો. એમ. એ. થયો – ઓગણીસનો હતો. અમે બધાં નૈનિતાલ ગયાં હતાં. ત્યાં એક સાધુ – સન્યાસી રોજ – મળતા. બે ત્રણ કલાક વાતો કરતા અને જતા – મને તેનું પુષ્કળ આકર્ષણ થયું. એક દિવસ મારી બા અને એને વાત કરતાં મેં અચાનક જોયા – સાંભળ્યા મને ખસી જવાનું મન થયું પણ હું જકડાઈ રહ્યો. મારી બાને – તે – મને એને સાંપી દેવાનું કહેતો હતો – મારી બા સ્પષ્ટ ના કહેતી હતી – મારી બાને હું બેરિસ્ટર થાઉં અને મહા પ્રતિષ્ઠા અને સમૃદ્ધિ મેળવી મહેલ બંધાવી – સમાજમાં અગ્રસ્થાને પહોંચું તે જોવાની મહત્વાકાંક્ષા હતી. સાધુ હસ્યા. ને કહ્યું "બાઈ – તું ધારે છે તે તો સહેલું છે – તે થઇ શકશે – પણ સમાજ – એને કેમ સ્વીકારશે! તારું જીવન એને અવરોધ રૂપ નહિ થાય? સમાજમાં ધનવાન થશે – એની બુદ્ધિની ગરજ હશે તે ધન આપી ખરીદશે પણ તેથી સમાજ એને સન્માનશે – એમ કેમ માને છે? મને આપ – એનામાં વિચક્ષણ શક્તિ છે – એને યોગનું જ્ઞાન થશે અને એ દિગ્-

વિજય કરશે – સન્યાસીને ભૂતકાળ નથી. જે સમાજ એને શ્રીમંતાઈમાં નહિ સ્વીકારે તે સમાજ એનો સન્યાસ – એનો યોગ – સ્વીકારી એના જ્ઞાન અને શક્તિથી મુગ્ધ થઈ એને પાયે પડી પૂજા કરશે" – મારી બાએ હસી કાઢ્યું અને એ તે દિવસે 'પછી આવીશ' કહી ગયાં. આખી રાત મેં જાગરણ કર્યું. મારી બાને કહેવાનું મન થયું. હૃદય હચમચી ઊઠ્યું – હું તે સાધુને મળ્યો – એમણે મારી સામે જોયું – જોઈ રહ્યાં. મેં આંખ ખસેડી નહિ – પાંચ મિનિટ થઈ – દસ મિનિટ થઈ – એ ઊઠયાં પાસે આવ્યાં – હું ઊભો થયો – સામસામાં ઊભાં રહ્યાં. બીજી બે મિનિટ થઈ અને એણે કહ્યું – બેટા, આજ રાત્રે હું જઈશ. મેં કહ્યું સ્વામીજી – હું સાથે છું. હું ઘેર ગયો અને મિત્રને મળવા જાઉં છું કહી નીકળ્યો – સ્વામીજીને મળ્યો તેમણે કહ્યું. "બેટા. અસત્ય કે સાથ યોગ સંભવિત નહિ – જાઓ વાપીસ જાઓ ઓર માઈકુ કહકે આઓ–કોઈ બી સત્ય કાર્ય કે મહાકાર્ય કે બૂનિયાદ મેં કભીભી જૂઠ કે ધોકા નહિ ચાહીએ." હું પાછો ફર્યો – મારી બાને પગે પડી પાછા ફરવાનું વચન આપી ગયો – એ સ્વામી સાથે હું અઢી વર્ષ ફર્યો: એણે મને વિવિધ ગુપ્ત જ્ઞાન આપ્યું – ક્વચિત્ મારી બાને મળી આવતો. મારી શક્તિઓ ફાલી હતી.

પછી અચાનક એક દિવસે સ્વામીએ મને વિચિત્ર આજ્ઞા કરી. "યદુ ! તું ચાલ્યો જા – હું પણ જાઉં છું – મારું કર્તવ્ય પૂર્ણ થયું છે. એક અંતિમ મંત્ર આપું છું. માનવતાની સેવા એ જ મારો આદેશ છે. પણ માનવતાની સેવા કાજે જગતને જીતવું પડે છે; અને જગતને જીતવા–શક્તિનો વ્યય નહિ પણ શક્તિનું વિચારવંત વ્યવસ્થિત વહન–કલ્પના ગગનમાં વિહરે અને ભાવનાના ઊર્મિ ધોધ ઉછળે ત્યારે શાંત સ્થિર ચિંતવન,–

અને નિર્લેપ મને ધ્યેયનું સ્તવન – વ્યક્તિની પ્રીતિ અને જનતા પ્રેમની તટસ્થતા – કાર્ય અને કાર્યકર વચ્ચે ભેદની રક્ષા – કર્તવ્યમાં પ્રકૃતિની નિર્લેપતા – દિગ્વિજય કાજે દિર્ઘ દષ્ટિ અને વિજય પછી ક્ષમા અને ઉદારતા – નિંદા અને પૂજા પ્રત્યે અંધતા, આ અને સર્વ લક્ષણની સિદ્ધિ કાજે સાત્વિકતા – સ્નેહપૂર્ણતા અને સંયમ – પ્રત્યેક પળે અને પ્રસંગે એ ત્રિગુણાત્મક સત્યનું પાલન – પળ અને પરિસ્થિતિની પારદર્શક પરીક્ષા – અને કાર્ય સિદ્ધિ કાજે ગણિત અને પ્રમાણ પછી નિર્ણય – પણ નિર્ણય પછી નિશ્ચળતા અને અટૂલ સાહસ અને અભેદ શ્રદ્ધા – વિશેષ, એક સૂત્ર હૃદયે રાખજે, કીર્તિ સદાયે કુંવારી છે – એ કોઈ ને ચિરંજીવ વરતી નથી. શિષ્ટ સમાજ સફળતાને સન્માને છે. માનવજનતા સાહસ અને શૌર્યને પૂજે છે – ને જગત બત્રીસ લક્ષણાના બલિદાન લઈ મૂઢતાને ચીલે જ ચાલે છે. જગતમાં સત્તા પ્રાપ્તિના આ સિદ્ધાંત છે – પણ જગતના કલ્યાણની ભાવના હોય તો માનવતામાં દેવત્વસર્જવા–માનવજનતાને સંસ્કારીતાથી પખાળવા – આર્યભૂમિમાં – આર્યના દેવોએ તિરસ્કૃત કરેલી સરસ્વતીના પૂજન સર્વત્રિય અને સર્વ દેશીય સ્થાપજે – સરસ્વતીનું સૌન્દર્ય અને સૌમ્ય સર્વજનતા પામે તો ' મહિષ ' કોણ રહે ! એ ઈર્ષાએ – પ્રેરાઈ – આર્યના વિધાતાઓએ સરસ્વતીને અપૂજ્ય રાખી આર્યાવર્તમાં અને જગતમાં સંસ્કૃતિને સંકુચિત કરી શ્રી લક્ષ્મીની આરાધના સ્થાપી જગતના હૃદયને પાષાણતાનો વારસો આપ્યો. જગત કલ્યાણનો જ ધ્યેય હોય તો શ્રીને સરસ્વતીની સેવિકા સ્થાપી માનવજનતાને ઉગારજે ને ઉદ્ધારજે – મને આ દશ્ય સમાધિ સ્વપ્નમાં ફળ્યું હતું – ભારત ભરમાં શોધી શોધી તને જ આ ગુપ્ત મંત્રનું રહસ્ય

અર્પણ કરું છું. આ સિદ્ધ કરવાની આત્માની પ્રેરણાથી તારાં મન - હૃદય અને પ્રાણ ભરાઈ જાય તો જ એ સ્વીકારજે! નહિ તો વીસરી જજે – સત્તા તો તું પ્રાપ્ત કરીશ જ – હું જાણીશ – પ્રકૃતિમય થશે તો પ્રકૃતિ તારું રક્ષણ કરશે અને પોષણ કરશે."

આ તેમનો આદેશ – તે ગયા – પછી મળ્યા નથી. હું મારી બાને મળ્યો. પરદેશમાં પર્યટણ કર્યું યુરોપ અને અમેરિકામાં ભમ્યો – વિદ્યાપીઠોમાં રહ્યો–અધ્યાપકોની ચર્ચા સાંભળી – રાષ્ટ્રો અને સમાજોની રચના અને વ્યવસ્થા જોઈ. મારી બાનું અવસાન થયું – મેં તેમનું સ્થાન સાચવી રાખવા તારથી જણાવ્યું – હું આવ્યો ત્યારે તે ગૃહસ્થ મને ભેટયા. તેમની આંખમાંથી આંસુના બિંદુઓ ટપકયાં અને મારા હાથમાં કૂંચી મૂકી. હું મારી બાને સ્થાને ગયો – ત્યાં સર્વ વ્યવસ્થિત હતું. કલાકો ને દિનરાત ત્યાં હું બેસી રહ્યો – મને ખાવાનું પહોંચાડી જતાં – બરાબર અગિયાર મહિને હું નીકળ્યો ને મારી બાના રક્ષક જમીનદારને મળ્યો – તેણે મારી બાની એક નાની પત્રિકા આપી – એમાં બહુ જ થોડું લખ્યું હતું. "દીકરા – જેણે મને આ માર્ગે મૂકી તેના આત્માને ક્ષમા કરજે – મને પણ ક્ષમા કરજે – અને સુખી થજે" – એ રીતે તે – મારી બા – ગઈ —

[ પાંચ પળ એકાગ્ર થઈ જોઈ રહે છે. ]

હા – ગઈ અને મેં મારી શકિત અને બુદ્ધિના પ્રયોગે સિદ્ધિની શરૂઆત કરી. નિરંતર સરસ્વતીનું સ્તવન કર્યું છે. શ્રીને ચર્ણથી ઉછાળી છે, અને ધનવાનોના પાસે પાદપ્રક્ષાલન કરાવી ચર્ણામૃત લવડાવ્યા છે – પણ અહોનિશ નારીને પૂજી છે. સ્વામીનો આદેશ સિદ્ધ કરવાની અભિલાષા સેવી છે. અને

મારા કાર્યમાં સરસ્વતીરૂપે મિલન કરે તેવી સમોવડીની સ્થળે સ્થળે શોધ કરી – અને હરિણી હું આજ આશાહીન થયો છું.

હરિણી

આજે – એટલે?

યદુવર્મા

મારી આશાની આંખ તારા પર ઠરી હતી – તારી રશ્મી મહાકાર્ય કાજે પ્રાપ્ત કરવા મારી ઉત્કંઠા હતી.

હરિણી

ને હવે તે શું સાધ્ય નથી!

યદુવર્મા

શું કહું? મારી કેવી કલ્પના કરી? મારા કાર્યની સાચી સાધી થનારને તો મારા અંતરની ઓળખ અવશ્ય છે.

હરિણી

[પાસે આવી ચર્ણે પડી] મારા ગુરુ છો – દેવ છો! ક્ષમા કરો, શું મેં તમારી સિદ્ધિ અસાધ્ય કરી છે?

યદુવર્મા

[હરિણીનો હાથ લઈ] હરિણી – નહિ–હજુએ તું જ સિદ્ધ કરશે ને મારા જીવનનું નવસર્જન થશે. એક રૂપાંતર તો ગઈ રાત્રીએ જ નીરમ્યું:–

હરિણી

શું?

યદુવર્મા

[હસી] પ્રભાવતી ને હું પરણ્યાં?

હરિણી

પ્રભુ!—

યદુવર્મા

[સ્મિત કરી] હા – તેં પ્રભાને અભય વચન આપ્યું હતું. હું જાણું છું. હરિણી, તારી તો પરીક્ષા હતી. શું પ્રભાવતીને

મેં ત્યાગ કરવા પૂર્ણ સર્જી હતી – એ તો મારી સહચરી છે; અને હવે સહધર્મચારીણી થઇ. હરિણી તારું વેણ પળાયું -બ્હેન!

હરિણી

પ્રભુ – યદુવર્મા! તમે દેવ છો. મે તમને નહોતા ઓળખ્યા! સાચે હું અજ્ઞાની હતી. આપે જ્ઞાની કરી છે મને આજ્ઞા આપો.

યદુવર્મા

પાળશે, હરિણી?

હરિણી

દેહના અર્ધ આપનાર શું નહિ કરે?

યદુવર્મા

[ આર્જવતાના ગાંભીર્યથી ] તો તારા જેવી–દેહના અર્ધ આપ-નાર – આદેશ કાજે સમર્પણ કરનાર–આદર્શ અને ચારિત્ર્ય કાજે જૌહર કરનાર -શૌર્ય અને સાધના કાજે જીવનકાર્ય અર્પનાર–એક લક્ષ – અરે એક સહસ્ર – ભારત રમણીઓ સર્જવામાં સહાય કર –

હરિણી

[ માથું નમાવી ] આપનો આશીર્વાદ –

યદુવર્મા

સાંભળ – સાંભળ. હરિણી કુંજવનમાંથી પ્રભાવતીનું ઊર્મિગાન સંભળાય છે – ચાલો. [ બેઉ સ્મિત કરતાં હળવેથી સાંભળતાં જાય છે. આહ્લાદજનક સંગીત સંભળાય છે.]

[ ડ્રોપ પડે છે. ]



